“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# કર્મગાથા



સંપાદક:
નંદલાલ ભોગીલાલ શાહ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨



એક રૂપિયો

# 'આમ સાહિત્યશ્રેણી'

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પણ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે.



| | | | |
|---|---|---|---|
| **મનને–**( કાવ્ય ) શ્રી. હેમંતકુમાર નીલકંઠ ... ... | ૪૦ | ૦–૩ | ૦–૧ |
| **કણ્ઠાભરણમ્–**મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થના-મંત્રો-અર્થ સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ઉચ્ચ જીવન–**લે૦ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધ્યાન અને જ્ઞાન–**લે૦ સ્વામી માધવતીર્થ : નવી આવૃત્તિ ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ઉત્તરગીતા–**તત્ત્વબોધનો સરળ અનુવાદ : મૂળ શ્લોકો સાથે | ૬૪ | ૦–૬ | ૦–૧ |
| **સતી સાવિત્રી–**સત્યવાન ને સાવિત્રીની રોચક કથા ... | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **જેસલ ને તોરલ** તથા **જાલંધર ને ગોપીચંદ** સ્વ. કલાપી | ૫૬ | ૦–૩ | ૦–૧ |

| | | | |
|---|---|---|---|
| **મેનાવતી** ને **ગોપીચંદ** તથા **ભર્તૃહરિ** ને **વિક્રમ** ,, ,, | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવનચરિત્ર ... ... | ૭૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–(સચિત્ર) લેખક: પુરાતન બુચ | | | |
| જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રી તૈલંગ સ્વામી**–વિશુદ્ધાનંદ તથા પાઉહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ | ૦–૧ |
| **બાળકોના વિવેકાનંદ**–લે૦ પ્રફુલ્લ ઠાકોર ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **ભગવાન બુદ્ધ**–(સચિત્ર) લે૦ પુરાતન બુચ | | | |
| બોધક જીવનપ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **નાનભટ્ટ બાપા**–એક આદર્શ વૈદ્ય ... ... | ૭૨ | ૦–૩ | ૦–૧ |
| **અબજી બાપા**–આદર્શ સંત ... ... ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **સંત કબીર**–(સચિત્ર) સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધાવણની ધાર** અને **બીજી વાતો**–લે૦ ચુનીલાલ મડિયા: | | | |
| માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો... | ૭૬ | ૦–૩ | ૦–૧ |
| **કાળમુખી** અને **બીજી વાતો**–(સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા | | | |
| કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **કેરીની મોસમ** અને **બીજી વાતો**–લેખક: 'શયદા' | | | |
| માનવહૃદયની સારી-નરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો | ૭૫ | ૦–૫ | ૦–૧ |
| **અણોજો** અને **નવું રેલવે સ્ટેશન**–શ્રી. ચુનીલાલ વ૦ શાહ | ૬૦ | ૦–૪ | ૦–૧ |
| **જીવનનો મર્મ**–લેખક: 'સોપાન' ... ... ... | ૮૪ | ૦–૬ | ૦–૧ |
| **નવજવાન** ,, ... ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **અહિંસાનું રહસ્ય** ,, ... ... ... | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **એ વૃદ્ધ પુરુષ!** ,, ... ... ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **આશાને અજવાળે** ,, ... ... ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **શ્રીમંતોનો સદો**–(કાવ્ય) લે૦ શ્રી. ઈશ્વર ધોળકિયા ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **સમ્રાટ શ્રેણિક** અને **દેવી નંદા**–જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જયભારતી**–(કાવ્ય) 'શયદા.' **ભારત**ની ચડતી-પડતીનું દિગ્દર્શન | ૯૬ | ૦–૬ | ૦–૧ |

એકંદર બધાં પુસ્તકો સાથે મંગાવનારે પોસ્ટેજ રૂ. ૧) મોકલવો. રૂ. ૯–૩–૬


# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

કર્મગાથા–૧૧૦૦

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# કર્મગાથા



સંપાદક:
નંદલાલ ભોગીલાલ શાહ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ-૨



એક રૂપિયો

આવૃત્તિ : ૧લી
સંવત : ૨૦૦૩
પ્રત : ૧૧૦૦





મુદ્રક અને પ્રકાશક :
ત્રિભુવનદાસ ર૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય,
રાયખડ : : **અમદાવાદ**

# અંજલિ

અણ્ણામે* તાવમાં ગાતાં પોતાને ભજનો દીઠાં
ઉરમાં એ જ સંસ્કાર હજી કેવા કરે રમ્યા !
શરીરે મૂકતાં હાથ ઊનો-ઊનો થઈ જતો
તે તાવે ભજવું જેને રૂચ્યું; તે જીવ્યું ઊગિયું.
પ્રેરણાદાયી સંસ્કાર તે વેળાથી હૃદે સ્ફુર્યો
પ્રભુની ભક્તિમાં રાગ પ્રાર્થનાભાવથી ઠર્યો.
બીજાંને કાજ પોતાની ઓગાળી જાત સૌ દીધી
જીવવામાં ધર્યો પ્રેમ બીજાંને કાજ ભાવથી.
એવાં કર્મ અને કર્મ, કર્મ વિના બીજે કશે-
સાંપડે ચેન ના હૈયે, જીવે શા કર્મને વિષે !
કર્મ જીવનનું અંગ, કર્મ જીવન પ્રાણ તે,
કર્મમાં આહુતિ-અર્ઘ્ય આપી આપી જીવ્યાં કરે.
કર્મથી પ્રેરણા પામે, કર્મથી શાંતિ મેળવે,
કર્મથી પાંગરાવે છે પોતે જીવનને ખરે !
ગાળવી પળ ના એકે કર્મ વિના નિરર્થક,
પ્રેરણા પાઈ શી આપે જીવવા કાજ સાર્થક.
દુઃખ દેખી દરિદ્રોનાં જેનું હૈયું દ્રવ્યાં કર્યું
જગાડ્યાં ચેતના-પ્રાણ જેમાં જીવન ના હતું.
કર્મ આડે કશો થાક જેને લાગ્યો કદી નથી,
કર્યા વિના પૂરું કામ જેણે ઊંઘ ચહી નથી.
કર્મમાં જે તદાકાર છતાં તે કર્મ-ભારથી
લદાયેલો રહે છે ના એવો તે **કર્મભારથી.**

* અણ્ણામા નામના ગામે.

પ્રત્યક્ષ કર્મનો બોધ, વ્યવસ્થા, કર્મની કળા,
કૌશલ્ય, કર્મ-વિવેક શીખવાડી જ શા રહ્યા !
આટલીયે વયે જેને કર્મ વિના ન પ્રેમ છે
કર્મ જીવનનું સૂત્ર જેણે જીવી બતાવ્યું છે.
કર્મ 'જીવનની શોભા', કર્મ 'જીવન-ચેતના'!
કર્મ 'જીવન-સૌભાગ્ય', કર્મ એ 'પ્રાણપ્રેરણા'.
એવું જીવન પ્રત્યક્ષ જીવી ભૂતળ ઉપરે
ઉતારે ભાર પોતાનો તે જીવ્યું, જીવ્યું ધન્ય છે.
પ્રભુભાવ વિનાનાં જે, કર્મ તે કર્મબંધન
પ્રભુભાવ ભર્યાં કર્મ, કર્મ તે મુક્તિ સાધન.
તેથી 'એ કર્મમાં ભાવ જીવતો પ્રભુનો બને!'
પખાળી પ્રાર્થના ભાવે યાચું તે પ્રભુના પદે.
પૂજ્ય એવા શ્રી **બાપાના** પાદપદ્મે લળીલળી
**કર્મગાથા** તણી ભાવે ધરું આ નમ્ર અંજલિ.

સાયલા : તા. ૧૩-૮-'૪૬

# પૂજ્ય ઠક્કર બાપાના બે બોલ

## (અંજલિનો પ્રત્યુત્તર)

હરિજન સેવક ભાઈશ્રી......ને આજે ૨૫ ઉપરાંત વર્ષોથી સારી રીતે ઓળખું છું અને એમની સેવાનો લાભ પણ મેં અનેક વાર લીધો છે. તેઓ અનેક વાર શરીરે બીમાર પડતા હતા; છતાં પણ પોતાની હરિજનસેવા ચાલુ રાખવા ચૂકતા નહિ અને પરીક્ષિતભાઈની જોડાજોડ ઊભા રહેતા તે મને ખૂબ યાદ છે. હું ૧૯૩૨ની સાલમાં હરિજન સેવક સંઘની સ્થાપના થઈ, ત્યારથી દિલ્હી રહેવા આવ્યો, તેથી ભાઈ......ની જોડેનો અંગત પરિચય ઓછો થયો. તે સાથે મને એમ પણ યાદ આવે છે, કે ત્યારપછી ૧૯૩૨ પછીના સમયમાં એમની આધ્યાત્મિક પ્રગતિ દહાડે દહાડે વિશેષ થતી ગઈ અને તે તે દિશાનાં લખાણો લખતા થયા.

દક્ષિણમાં, ખાસ કરીને તામિલ દેશમાં, જ્યારે હું પ્રવાસે જતો, ત્યારે તેમનો ભેટો થઈ જતો અને તેમની પાસેથી આધ્યાત્મિક વાર્તા સાંભળતો.

શરૂઆતથી જ તેમની આધ્યાત્મિક પ્રવૃત્તિની વાર્તા સાંભળેલી તે મને બહુ યાદ છે. શ્મશાનમાં અનેક રાત્રિઓ તેઓ વિતાવતા, અને પ્રભુસ્મરણ કરતા. પરિણીત જિંદગી તો તેઓએ કદી શરૂ કરી જ ન હતી; તેથી સ્ત્રી તથા બાળકોની ઉપાધિ તેમને અંતરાય-રૂપ થઈ નહોતી શકી; છતાં તેમના સ્વર્ગસ્થ મોટાભાઈનાં બાળકોની તેમ જ પોતાના નાના ભાઈઓની પિતાતુલ્ય સંભાળ લેવામાં તેમણે પાછી પાની કરી ન હતી. તેમની માતા 'મારો ...યો' એ વ્હાલસોયા નામથી તેમને બોલાવતાં અને હું તેમને ઘેર નડિયાદમાં મેડી ઉપર ઊતરતો તેનું સ્મરણ મને બહુ તાજું રહ્યું છે.

'કર્મગાથા'નું તેમનું પુસ્તક તો મારા વાંચવામાં હજી આવ્યું નથી, પરંતુ ભાઈ રવિશંકર મહારાજની લખેલી પ્રસ્તાવના મેં વાંચી છે અને તેથી 'કર્મગાથા'માં કેવી જાતની કવિતા તેમણે લખી હશે તે હું કલ્પી શકું છું. તેમની કવિતાની બીજી પુસ્તિકાઓ મેં વાંચી છે. તે ઉપરથી આની કલ્પના કરી શકાય છે. તેઓ ખાસ પ્રેરણા વિના કવિતા લખતા નથી. તેઓ પોતે કર્મયોગી છે અને તેથી આ કર્મગાથા લખવાને લાયક છે. તેમનું જીવન દિવસે દિવસે ઉન્નત બનતું જાય છે, તે જોઈને મને ઘણો આનંદ થાય છે. તેમની તબિયત બગડેલી હોવા છતાં તેમના આ આધ્યાત્મિક અભ્યાસને લઈને જ શરીર તથા આત્માને લાંબો વખત ટકાવી શક્યા છે, ભાઈ કિશોરલાલ મશરૂવાળાની માફક જ.

ઈશ્વર તેમને લાંબું આયુષ્ય આપો! અને ઊગતી પેઢીનાં બાળકોને તેઓ આધ્યાત્મિક જ્ઞાનના પાઠ આપે એમ ઇચ્છીને આ બે બોલ પૂરા કરું છું.

**અમૃતલાલ વિ. ઠક્કર**

બિહાર પ્રાંતના ડેરી–ઓન–સોનના વેઈટીંગ રૂમમાં તા. ૮–૯–'૪૬

( સોન નદી ઉપરનું ડેહરી )

# સંપાદકના બે બોલ

આ ચોપડીનાં બધાં પદ્યાત્મક લખાણો કોઈ ને કોઈ સ્વજન વ્યક્તિને સંબોધાઈને કાગળરૂપે લખાયાં છે. તે તે જીવાત્માઓની તે તે જીવનની કક્ષા અને ભૂમિકાને અંગે તેમના તેમના કાગળોના અનુસંધાનમાં જે જે કંઈ નિમિત્તરૂપે સૂઝેલું તે બધું એમાં વ્યક્ત થાય છે. શ્રેયાર્થીને કર્મ કેટલાં જરૂરી છે તથા કર્મ કઈ રીતે કરવાં ઘટે તથા તે તે વેળા મનાદિ કરણોની ભૂમિકા કઈ રીતે રહેવી ઘટે તે બધું સ્પષ્ટપણે આ લખાણમાં છે. જીવનની સાધના કરનાર કોઈ પણ વ્યક્તિને એમાંથી સરળતાથી સમજણ પડે એવું તથા જીવનનું જો પ્રભુ–ભાવનામાં રૂપાંતર કરાવવું હોય તો ઉપયોગી થાય એવું આ લખાણમાંથી વાચકને ઘણું મળશે.

સંપાદક પ્રભુની કૃપાથી જેવો તેવો જીવનનો શોધક છે તથા આ લખાણો જે બીજાં સ્વજનોને સંબોધીને લખાયલાં છે તેઓ પણ તે પરત્વેના આછાપાતળા પ્રયત્નો કરનારાં છે. એટલે તેમને આ લખાણમાંથી મળ્યા કરેલું છે એ વાત નિઃસંદેહ છે. જેમાંથી કોઈકને મળે તેમાંથી બીજાંને પણ મળે ખરું. તેમ છતાં રુચિભેદ હોવાથી કોઈ વાચકને તે પૂરેપૂરું યોગ્ય ન લાગે એવો પણ સંભવ છે; પરંતુ નિર્વિવાદપણે એટલું તો જરૂર કહી શકાય કે જિજ્ઞાસાભાવે જે કોઈ વાચક આને વાંચશે તેને આ લખાણ સીધું, સાદું અને સરળ હોવા છતાં તેમાંથી કોઈ એક પ્રકારની નવીનતા અને જીવનને સ્પર્શતું એવું ઘણું સમજવાનું મળશે.

આ લખાણ માત્ર કલ્પનાની ઉત્તેજિત લહરીથી લખાયેલું નથી તે તો વાચક સહેજે સમજી શકશે. કેટલીક વાર કલ્પના પણ હકીકતના પ્રદેશમાં ઊતરી શકે છે, પરંતુ જે કલ્પના જીવનના અનુ-ભવના પ્રદેશમાં સાકાર રૂપે નથી બની તેવી કલ્પના જીવનના તેવા તેવા અનુભવના પ્રદેશમાં એના જુદાજુદા ક્ષેત્રના તાદૃશપણાનો યોગ્ય ચિતાર આપવાને સમર્થ નહિ નીવડી શકે. સર્વસાધારણ

નાના સરખા પ્રસંગમાં પણ કેવી રીતે વર્તવું તથા જીવનના મહત્ત્વના એવા પ્રસંગે પણ કેમ ચેતતા રહેવું તે બધાનું વિવરણ આમાં વાચકને નજર સમક્ષ તરી આવે એવી રીતે લખાયેલું છે. કર્મનું નાનામોટાપણું કર્તાને મન મુખ્ય નથી; પરંતુ તે તે આચરતી વેળા તેને યોગ્ય જીવતો-નીતરતો ભાવ રહેવો એ જ ખરું મહત્ત્વનું સાધનાનું અંગ છે એમ તે અનેકવાર આપણને પોકારી પોકારીને કહે છે. કર્મની ભૂમિકા વિના જીવનનો ભાવ કદી પણ તેના યોગ્યપણામાં મૂર્તિમંત ઘડાઈ શકાવાનો નથી, તે વાત પણ તેમણે સ્પષ્ટતાથી કહી છે. કર્મને આટલી અને આવી સૂક્ષ્મ રીતે અને તે પણ જ્ઞાન, ભક્તિ, યોગ, ધ્યાનપૂર્વક આચરવાનું આટલું વિવરણપૂર્વક કરેલું લખાણ આપણા સાહિત્યમાં આટલી સરળતાપૂર્વકનું હશે કે કેમ તે વિવેચકોએ વિચારવા જેવું તો છે જ. લખાણમાં આંખે ઊડીને વળગે એવી પ્રતિભા કોઈકને ન લાગે તો તે પણ સમજી શકાય તેવું છે; પરંતુ જેનો જીવનની સાધનાનો વિષય છે એવા સાધકને આ લખાણ જરૂર ઉપયોગી થઈ પડવાનું છે, એ વિષે તો સંપૂર્ણ ખાતરી છે.

સામાન્ય વર્ગને આધ્યાત્મિક જીવનની નક્કર હકીકતો પણ ભાષાની નરી સરળતામાં આપે, તો, તે કૃતિ પણ આ યુગની એક અપૂર્વતા કહેવાય જ. આમાંનું લખાણ એવાં કેટલાંયને સંબોધીને છે, જેઓ ભાગ્યે જ શાળામાં ગયાં હોય ને કોક તો બેજબેજ લખી-વાંચી શકે તેવાં છે; પરંતુ તે દરેકને આ લખાણ સમજી શકાય તેવું નીવડયું છે, તે તેની વિશિષ્ટતા કહેવાય તેવું છે.

પ્રતિષ્ઠા પામેલાનું જગત સર્વ કંઈ યોગ્ય માને છે. મહત્તાને સર્વ કોઈ પૂજે છે. કિંતુ સત્યને સમજવાની, ભજવાની કે જાણવાની તૈયારીવાળા બહુ જ ઓછા હોય છે. આ લેખક એવી પ્રતિષ્ઠા કે મહત્તા પામ્યા નથી; પરંતુ કેટલાકના હૃદયમાં તેઓ ઊતર્યા છે એ વાત આજે નિઃસંકોચપણે ખુલ્લા દિલે કબૂલ કરતાં મને હર્ષ થાય છે.

આને શિષ્ટ સાહિત્ય કોઈ કહે કે ન કહે તેની પરવા નથી. કિંતુ એનું લખાણ અમને ઉપયોગી નીવડયું છે એ નક્કર હકીકત છે ને

એથી જ તેવા ભાવે આ લખાણ જનતાના ચરણકમળમાં મૂકવાનું મન કર્યું છે. વાચક એનો એ ભાવે લાભ લેશે એટલી પ્રાર્થના છે.

અહીં એક પ્રશ્ન ઊઠે છે, કે સ્વજનોને આવાં અંગત લખાયેલાં લખાણો જગત આગળ મૂકવાં એ યોગ્ય છે કે કેમ? જીવનના સાધકે શ્રીભગવાનના ચરણકમળે સર્વ ભાવે ને સર્વ રીતે ખુલ્લા થયાં જવાનું છે અને આપણે જેવાં હોઈએ તેવાં શ્રીભગવાનને જણાવ્યાં કરવાનું છે; તો જગત એ પણ શ્રી ભગવાનનો જ વ્યક્ત ભાવ છે; એટલે એનામાં રહેલા પ્રભુને ચરણે આપણે ખુલ્લાં થઈએ તેમાં કશી અસંગતતા લાગતી નથી. ઘણા યે મહાનુભાવોએ પોતાનાં ચરિત્રો લખીને સમાજને ચરણે ધર્યાં છે. તેમાં તેઓએ પોતાના જીવનની આડીઊભી બધી કથા વર્ણવેલી છે. તે રીતે ને તે ભાવે આ અંગત રીતે લખાયેલા કાગળો શ્રીજગન્નારાયણના ચરણે મૂકવામાં અમને લવલેશ જેટલો પણ સંકોચ થતો નથી; ઊલટું એ તો અમારું આત્મનિવેદન છે.

શ્રી. કાંતિભાઈએ આ લખાણ લખવામાં જે મદદ કરી છે તે માટે અમે તેમના ઘણા આભારી છીએ. અમદાવાદ ગૂજરાત કૉલેજના ગૂજરાતીના પ્રાધ્યાપક શ્રી. અનંતરાય મ. રાવળે આ પુસ્તકનાં પ્રૂફ વગેરે પ્રેમભાવે તપાસી આપ્યાં છે તથા કોઈ કોઈ ઠેકાણે કેટલાક શબ્દોની રચના પણ કરી છે, તે માટે તેમનો આભાર માનીએ છીએ.

છેવટમાં સદ્‌ગત સ્વામી શ્રી અખંડાનંદની પ્રસાદી રૂપ સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયે આ 'કર્મગાથા'નાં લખાણ પ્રસિદ્ધ કરવાનું સ્વીકાર્યું તે કાજે અમે એમના ઘણા ઋણી છીએ. એ સંસ્થાના પ્રેમભાવ અને સદ્‌ભાવ વિના આ પુસ્તકની પ્રસિદ્ધિ થઈ શકી નાં હોત. તે પુસ્તકની છપામણીમાં પણ જે પ્રેમભાવભર્યો સત્કાર અને સદ્‌ભાવ મળ્યો છે, તે તો હંમેશને માટે એક પુણ્યસ્મરણરૂપે યાદ રહી જશે.

**નંદલાલ ભોગીલાલ શાહ**

# પ્રસ્તાવના

આ પુસ્તકના લેખકને હું ૨૦–૨૨ વરસોથી ઓળખું છું. એમના મોટાભાઈ સાથે તો મેં કામ કર્યું છે અને ત્યારથી એમના આખા કુટુંબને સારી રીતે ઓળખું છું. એમના કુટુંબમાં પણ કાવ્યશક્તિ રહેલી છે અને એ ઘણાં વર્ષો થયાં કાવ્યો લખે છે.

પણ કવિતા-કવિતામાં ઘણો ફેર હોઈ શકે છે. કવિતા કરવાની કે કવિ થવાની ઇચ્છાથી એમણે કદી કશું લખ્યું નથી. પહેલાં પોતાની સાધનાના અંગ તરીકે તે કાવ્યો રચતા અને આમ પોતાના જ આત્માના વિકાસ માટે લખવાથી એમાં આપોઆપ હૃદયના સાચા ઉદ્‌ગાર પ્રગટ થતા. 'મનને' અને 'હૃદયપોકાર' આવી રીતે લખાયલાં હતાં. ભગવાનની સ્તુતિ કરી હૃદયને શુદ્ધ કરવા ખાતર તથા એની પ્રત્યેની પ્રેમ–ભક્તિને વહેવા દેવા ખાતર 'તુજ ચરણે' લખાયું હતું.

આ પુસ્તકમાં જે કાવ્યો છે તે સાધનાના અંગ તરીકે નથી લખાયાં. તે તો જાતે આગળ વધ્યા પછી દર્દીને જેમ વૈદ દવા આપે તેમ મિત્રવર્ગને એમની તે તે વખતની સ્થિતિ જોઈને તેમની પ્રત્યેના પ્રેમથી સૂઝેલાં છે. કોઈ કાવ્યો એવા કોઈને ગૂંચવતા પ્રશ્નોના જવાબો રૂપે સૂઝેલાં છે. કેટલાંક એમની પોતાની મસ્તીમાંથી સ્ફુરેલાં છે. આમ આ કાવ્યો સ્વયંભૂ છે અને સ્વાભાવિક થયાં છે. લખવા ખાતર કે ઊર્મિ કે લાગણીના ઊભરા તરીકે નહિ પણ અનુભવના સારરૂપે કંઈ નિમિત્ત ઊપજતાં નીકળેલાં છે. કાવ્ય તો તે કે જે શુદ્ધ હૃદયના ઊંડાણમાંથી નીકળે અને બીજાના અંતરમાં રહેલી સુષુપ્ત વૃત્તિઓને ઝણઝણાવી જાગૃત કરે. આ પુસ્તકનાં એકે-એક કાવ્યો પૂરાં સાંભળી ગયો છું અને મને તે એવાં લાગ્યાં છે. ભક્તહૃદયના ઉદ્‌ગાર અને ભક્તિમાંથી નીપજતા જ્ઞાનનો પ્રકાશ પણ તેવી નજરે જોનારને આમાં દેખાશે.

આ કાવ્યો કર્મ ઉપર છે. મન, વાણી અને શરીરથી થયેલાં બધાં કર્મોથી એક જીવનયજ્ઞ થાય છે. એટલે તે યજ્ઞ શુદ્ધ રીતે કેમ

થાય તેની સમજણ આ પુસ્તકમાં આપવામાં આવી છે. કોઈ પણ કર્મ, નાનું કે મોટું, સમગ્ર જીવનને સ્પર્શતું હોય છે; તેથી આમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ કે આધ્યાત્મિક અને સાંસારિક એવા બે જુદા વિભાગની દૃષ્ટિએ કર્મ તરફ જોવામાં આવ્યું નથી. પણ માનવી-જીવનનો હેતુ શો છે, તે કેવાં અને કેવી રીતે કરેલાં કર્મોથી સધાય, કર્મ કેટકેટલી રીતે જગતને અને જીવાત્માને લાભ કરનારાં છે, તે આમાં બતાવ્યું છે. કર્મ કર્યા વગર કે થયા વગર રહેવાનાં નથી, યોગ્ય રીતે થયેલાં કર્મોથી સંસાર સચવાય છે, સાધના થાય છે અને છેવટે જીવનતત્ત્વને પણ એથી પમાય છે, તો એ માટે શું કરવું જોઈએ, મિત્ર-મિત્રે પતિ-પત્નીએ, એક કુટુંબમાં રહેનારે અન્ય સ્વજનો પ્રત્યે તથા સમાજ પ્રત્યે કેમ વર્તવું વગેરે જીવનને ઊંચે લાવે એવી સામગ્રી આમાં આપવામાં આવેલી છે.

દરેક કર્મ કરતી વખતે તેની પાછળ હેતુ શો છે, તે હેતુનો સતત ખ્યાલ રહે છે કે નહિ તે જ મુખ્ય છે; કઈ જાતનું, કયા ક્ષેત્રનું એ કામ છે એ નથી એ વારેવારે બતાવવામાં આવ્યું છે.

પ્રભુનો ભાવ જે રીતે જાગે તે રીતને ગ્રહો,
ભૂમિકા યોગ્ય તે કાજે રચાવા સર્વ કૈં કરો.

જગતમાં અકસ્માતથી બનેલા દેખાતા પ્રસંગોમાં પણ જેની ધારણા જીવતી રહ્યાં કરતી હશે અને તેથી બુદ્ધિ સૂક્ષ્મ થઈ હશે, તેને તો ખાત્રી થશે કે પ્રસંગો અમસ્તા નથી.

પ્રસંગો ના અમસ્તા છે, કોઈ હેતુથી તે મળે,
જેનામાં ધારણા રૂહે, તે ફળાવે હેતુને ખરે.

ભક્તિ વગર ને આચરણ વગર બુદ્ધિ શુદ્ધ થતી નથી અને શુદ્ધ બુદ્ધિ વગરનું જ્ઞાન એ સાચું જ્ઞાન નથી, તેની પણ ચેતવણી આપવામાં આવી છે.

યોગ્ય રીતે કામ કરનારને કામ કલ્પવૃક્ષ સમું છે. જાતે જ ગુરુ બનીને, પ્રભુ બનીને, બધું જ્ઞાન આપે છે એમ કહેતાં કામની જે સ્તુતિ-ગાથા 'કામનું માહાત્મ્ય' એ કાવ્યમાં આપી છે, તે ધ્યાન ખેંચે એવી છે.

'કર્મનો લાક્ષણિક સંબંધ' એ કાવ્યમાં કર્મયોગમાં કેટલી ચારે બાજુની સાવચેતી રાખવાની છે તેનું દિશાસૂચન કર્યું છે.

સ્વજન સાથે જેટલો સંબંધ વધારે ઉત્કટ તેટલો આસક્તિથી અયોગ્ય કર્મને યોગ્ય ગણી લેવાનો ભય વધારે. તેવે વખતે ચેતતા રહેવું જોઈએ તેમ છતાં એણે વેગળું–વેગળું રહીને, જગતથી કોરા કે જડ જેવા રહીને ફરવાનું નથી. કોઈની સાથે સંબંધ ઘટાડવાનો નથી; ઊલટું અનાસક્તિ રાખવા છતાં અથવા સાચી અનાસક્તિ રાખીને પ્રેમની માત્રા વધારવાની છે અને એ તો વધે જ એવું એનું સહજ લક્ષણ હોય છે. કોઈ બીજાનું અયોગ્ય કે અણગમતું વર્તન કે વલણ જોવાતાં મનમાં ગાંઠ વાળી નથી બેસવાનું કે એ તો આવો જ છે ને આવો જ રહેશે. પણ માનવી માત્ર વિકાસશીલ છે એમ મનમાં દૃઢ ખ્યાલ રાખીને તેનો પણ વિકાસ થશે જ, એમ સમજી તેની તરફ ખાસ વિશેષ પ્રેમ રાખવાનો છે. અને દિલને અંદરથી ડહોળાવા દેવાનું નથી; તે સાથે તેના એવા અયોગ્ય વર્તન કે વલણને કોઈ રીતે ટેકો આપવાનો નથી. બધા પ્રસંગો, સારા કે નરસા, તટસ્થતા કેળવવા મળેલા છે, એવું ભાન સતત રાખવાનું છે.

'ધર્મ–કર્મ–રહસ્ય'માં જ્ઞાનીનાં લક્ષણો કર્મ કરતાં કરતાં જ તે થાય ત્યારે કેવાં હોય તે બતાવવામાં આવ્યું છે. એવો જ્ઞાની જો કે ગુણોનો આશ્રય લઈને કર્મ કરે છે, પણ તે ગુણને ઓળખીને કરે છે એટલે એને કોઈ પ્રદેશ અજ્ઞાત રહેતો નથી. બીજાંનાં કર્મ પણ કેવા સ્વભાવના મૂળમાંથી ઊપજીને થયાં છે, તેની જાણ પણ આરસીમાં પડેલા પ્રતિબિંબ માફક એના હૃદયમાં આપોઆપ ને તરત થઈ જાય છે. ભલે તે કશું જાણતો નથી એવો દેખાય, પણ એને બધી ખબર જો નિમિત્ત હોય તો હોય જ. આમ તે અજ્ઞાની જેવો પણ કદી દેખાય વગેરે લક્ષણો તેમાં વર્ણવ્યાં છે.

'સાધકનું સ્વજન સાથેનું વર્તન' એ મથાળા ઉપરથી તેમાં શું છે તેનો ખ્યાલ આવશે.

સેવાક્ષેત્રમાં કામ કરનારા સંસ્કારી જીવાત્માઓએ પણ ધ્યાન રાખવાનું છે, કે કાર્યનું ક્ષેત્ર સાત્ત્વિક હોય, તોપણ અમુક સંજોગોમાં તો તે પણ બંધનકારક છે.

ભલે ને કાર્ય સાત્ત્વિક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોય છો,
ચેતના–શક્તિનું ભાન જાગેલું જો ન હોય તો–

જ્ઞાનયુક્ત હૃદે ભાવ કર્મ સૌ કરતી પળે
જેને રહે ન, એવા તે અવિદ્યામાં રમ્યાં કરે.

કર્મ કરનારને પણ પ્રભુને પામવા માટે ભક્તિ ઉત્તમ સાધન છેઃ—

પ્રભુને પામવા કાજે અપાર ભક્તિથી ભર્યું
પ્રેમ—ઉત્કટતાવાળું હૈયું સૌથી મહત્ત્વનું.

કર્મના તત્ત્વમાં પુસ્તકમાં જેટલું ઊંડું ઉતરાયું છે તેટલું ને તેવું લખી શકવું એ કલ્પનાથી ન બને. બુદ્ધિ ગમે તેટલી તેજસ્વી હોય, પણ તેથી પણ ન લખી શકાય. હૃદય, ચિત્ત, પ્રાણ, અહં વગેરે અંતરનાં સાધનો શુદ્ધ થયા વિના બુદ્ધિ શુદ્ધ નથી થઈ શકતી; તેથી જ ગીતાજીમાં એવી બુદ્ધિને મોહકલિલવાળી કહી છે ને તેની પાર જશે ત્યારે જે કંઈ જાણવાનું હશે તે તું જાણશે એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે.

એ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય? લખનારને જોઈએ તો કોઈ એમ ન કહે, કે એમણે સતત એકધારા કર્મમાં જીવન ગાળ્યું છે. એ આમ તો ભલાભલા જ દેખાય છે પણ એમના સદાય શાંત અને આનંદી ચહેરાની પાછળ સતત કર્મ જ નહિ પણ કર્મના હેતુનું ભાન, તેનું ઊંડું તટસ્થતાપૂર્વક ચિંતન, તેમાંથી મળતા અનુભવોની તારવણી વગેરે આંતરિક ક્રિયાઓ ચાલી રહેલી છે. એમણે ફિલસૂફીનાં કે એવાં પુસ્તકો વાંચ્યાં નથી. પણ કામ કરતાં કરતાં પ્રભુપરાયણ રહેવાનું ભક્તિભાવભર્યું ધ્યાન રાખેલું હોવાથી જ્ઞાન તેમનામાં ઊગી નીકળેલું છે. એ કર્મ એવી રીતે કરતા આવ્યા છે, કે કોઈને જણાવા ન દે કે કામ ખૂબ કરે છે, પણ ભમરડો જેમ ખૂબ જોરથી ફરે ત્યારે સ્થિર દેખાય છે તેવું એમને વિષે છે.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

એવું એમને વિષે થયું છે. કર્મયોગ અને સાંખ્ય એટલે જ્ઞાન બંને એમને મળ્યાં છે. અને આવું જ્ઞાન ભક્તિને લીધે પવિત્ર થયું હોય છે; તેથી જ એવા જ્ઞાન માટે કહેવાયું છે કેઃ—

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

તેવા જ્ઞાન અને યોગમાં ફેર રહેતો નથી; કેમકે યોગસંસિદ્ધ થયેલો, આરૂઢ થયેલો, માનવી જાતે જ સાધના કરતાંકરતાં વખત જતાં તેની ઘડી પાકતાં આત્માનો અનુભવ કરી શકે છે.

**तत्स्वयं योगसंसिद्धो कालेनात्मनि विन्दति ॥**

તેથી તે આવું લખી શકયા છે.

આ કાવ્યોની ભાષા તદ્દન સાદી છે, જીવનને માર્ગદર્શક થાય એવું આ પુસ્તક જુગતરામભાઈના જેવી ગામડિયા ભાષામાં લખાયું છે; એટલે તે ઝટ સમજાય અને ઘણાને સમજાય એવું બન્યું છે. "કામ કર્યું તેણે કામણ કર્યું" "તારામાં વેતા શી છે?" "એકના એક કામમાં કે કક્ષામાં પડી રહેવું એટલે 'ઘરેડ'માં પડી રહેવું" "એથી શુક્રવાર વળે નહિ" "મનમાં મડાગાંઠ બાંધી રાખવી નહિ" એ તો સૌ કોઈ સમજી શકે. જેમને ઉદ્દેશીને આ કાવ્યો લખાયાં છે, તેમાં છેક અભણ ગણાય એવી બહેનો પણ છે અને ઊંચી કેળવણી પામેલા સુશિક્ષિતો પણ છે; તેથી આ કાવ્યો આવાં ઝટ સમજાય એવાં થયાં છે, એ મને એક બીજું ખાસ ગમતું લક્ષણ લાગ્યું છે.

આ બધાં કાવ્યો શ્રી. નંદલાલ તથા બીજા મિત્રોએ એકઠાં કરી રાખ્યાં તેથી છપાઈ શકાયાં છે અને હેમંતકુમારે મારી પાસે તે ભક્તિભાવપૂર્વક એકેએક વાંચી સંભળાવ્યાં હતાં.

**રવિશંકર શિવરામ વ્યાસ**

[પૂજ્ય રવિશંકર મહારાજે આ પુસ્તકના લેખક ઉપર તે લખાણ સાંભળતી વખતે પોતાનામાં કેવા ભાવ વ્યક્ત થયા હતા, તે દર્શાવતો લેખકને લખેલો નીચેનો કાગળ પ્રસ્તાવના સાથે આપવો યોગ્ય ધાર્યો છેઃ—સંપાદક]

પ્રિય ભાઈ......

તમારું લખાણ વાંચીને પણ મને બહુ જ આનંદ થયો હતો. ભાઈ હેમંતકુમારે અહીં આવીને મને સંભળાવ્યું ન હોત, તો કદાચ હું તે તમારા ઉન્નત વિચારો સાંભળવા ન પામત. એ વાંચતી વખતે જેલમાં અમે મિત્રો ગીતાનો વર્ગ ચલાવતા હતા, ત્યારે જે મઝા

આવતી તેના કરતાં પણ વિશેષ મઝા પડી. ખરેખર હેમંતભાઈએ પણ ખૂબ ભક્તિપૂર્વક એ બધાં કાવ્યો થાક્યા વિના મને સંભળાવ્યાં. જો કે હું તો તમને ઘણા વખતથી એટલે લગભગ ૨૫ વરસથી ઓળખું છું. તમારા મોટાભાઈ સાથે પણ મારે સારો સંબંધ હતો. છતાં પણ આ કાવ્યો વાંચતાં મને તમારા ઉપર ખૂબ ભાવ પેદા થયો; કારણ એ કાવ્યોમાં તમોએ વિચારો ભાવપૂર્ણ દર્શાવ્યા છે. તે તદ્દન સ્વાભાવિક છે એથી મને ગમ્યા છે. તમો તો મને લખો છો કે તાલેવરને સહુ સંભારે; પણ મારા જેવા ગરીબનો કોણ હાથ પકડે? આથી હું તમને ગરીબ માનું એમ તમને લાગે છે? તમે તાલેવર નથી શું? તમારી પાસે જે સંપત્તિ છે. તે ઘણા જણને તૃપ્ત કરનારી છે. એ સંબંધી વધુ નહિ લખું.

લિ. સ્નેο **રવિશંકર વ્યાસના** વંદેમાતરમ્.

# આભારદર્શન

પૂજ્ય રવિશંકર મહારાજે એ દિવસ લાગલાગટ છ–છ કલાક કે તેથી વધારે વખત શાંત ચિત્તે એકાગ્રતાથી આ બધાં કાવ્યો પૂરેપૂરાં સાંભળ્યાં અને વચ્ચે–વચ્ચે પોતાની તરફથી એને સમર્થન કરનારાં વાક્યો કે શ્લોકો પણ રસપૂર્વક કહેતા ગયા. તેઓ સાધારણ રીતે પ્રસ્તાવના લખવાની ના પાડે છે, પણ મને એમણે લખી આપી તે માટેનું ઋણ કંઈ આમ લખવાથી વળતું તો નથી જ; પણ તેમ કરવાથી કંઈક કૃતજ્ઞતા અનુભવાય છે માટે આટલું લખ્યું છે.

એમને આ સાંભળવામાં ખરો હૃદયનો રસ જો ન પડ્યો હોત અને બધું જ–એકેએક લીટી–સાંભળવાનો આગ્રહ જાતે જ ન રાખ્યો હોત, તો મારી ગમે તેટલી ઇચ્છા છતાં એ ન સંભળાવી શકાત. એમની આ સહૃદયતાનો અનુભવ પણ મારે પોતાને માટે તો એક સદાય પ્રેરક અનુભવ રહેશે.

**હેમંતકુમાર નીલકંઠ**

# અનુક્રમણિકા

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૮ | આપણોૅ | આપણી |
| ૧૯ | ૧૦ | વધુ | વધુ |
| ૨૪ | ૨૩ | બીજાં | બૉજાં |
| ૨૫ | ૧૮ | રીતેથી | રીતેથૉ |
| ૨૭ | ૪ | હેતુને | હેતુને |
| ,, | ૭ | મિશ્રિત | મિશ્રિત |
| ૩૮ | ૬ | એવી | એવૉ |
| ૪૨ | ૧૭ | ક્યારે | ક્યાં યે |
| ૪૩ | ૧૬ | સૌને | સૌને, |
| ૫૫ | ૧૦ | પોતાની | પોતાનૉ |
| ૫૬ | ૧૭ | તે રહે | રહે |
| ૫૯ | ૮ | તેથી | ચિત્ત |
| ,, | ૧૧ | બનવાનાં | બનવાનું |
| ૬૧ | ૩ | હૈયાનાં ભાવની રૂપ કર્મ તેવાં થવાં ઘટે | હૈયા ભાવ અનુરૂપ કર્મ સર્વે થવાં ઘટે |
| ૬૩ | ૧૧ | વિનાની | વિનાનૉ |
| ,, | ૨૦ | સાચી | સાચૉ |
| ૬૪ | ૯ | ધ્યેયનિષ્ઠ | ધ્યેયનિષ્ઠા |
| ,, | ૧૨ | મઝા શી જીવનમાં તે ! | મઝા શી જીવનમાં તે? |
| ,, | ૧૭ | 'તે મહાન થવું પૂરું' | 'મહત્તા સાધવી સાચી' |
| ,, | ૨૨ | જીવન જળથી સિંચવી | જીવન જળ સિંચીને |
| ,, | ૨૩ | અનેરાં તો એનાં જીવન ફળને | અનેરાં રે એનાં જીવનફળને |
| ૬૬ | ૧૪ | રહી | રહીૅ |

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ૧૧ | જોમથી | જોમથી |
| ૭૮ | ૨ | તે | જે |
| ૮૧ | ૧૪ | જેને તે | જેને, તે |
| ૮૫ | ૨૪ | ભાવેથી | ભાવેથીં |
| ૮૮ | ૧૮ | મથે તેમ | તેમ મથે |
| ૯૩ | ૨ | મહીં | મહીં |
| ૧૨૩ | ૨૧ | વ્હાલાનું | વ્હાલાંનું |
| ૧૨૫ | ૧૬ | એની | એનીં |
| ૧૩૯ | ૪ | ફૂલાવો | ફગાવો |
| ૧૪૦ | ૧૬ | ભવના | ભાવના |
| ૧૫૦ | ૧૭ | ઘૂંટ્યા | ઘૂંટ્યા |
| ૧૫૧ | ૪ | ઊકેલાઈ | ઉકેલાઈ |
| ૧૫૭ | ૧૨ | અનુભવે | અનુભવે |
| ૧૫૮ | ૪ | જીદગીમાં | જિંદગીમાં |
| ૧૬૪ | ૧૭ | બીજી | બીજી |
| ૧૬૯ | ૧૪ | ઊચો | ઊંચો |
| ૧૬૯ | ૨૨ | જંપા | જંપીં |
| ૧૮૨ | ૪ | ઊઠે | ઊઠે |
| ૧૯૬ | ૨૦ | ઝૂડો | ઝૂડો |
| ૧૯૭ | ૨૨ | તિરસ્કૃત | તિરસ્કૃત. |
| ૨૦૭ | ૧ | રીતે | રીતે |
| ૨૧૨ | ૨૨ | ઊંડો | ઊંડો |
| ૨૧૩ | ૧૭ | કામ | કામનો |
| ૨૧૪ | ૨ | સમર્પવું | સમર્પવું |
| ૨૧૫ | ૧૭ | ખીલ્યા | ખીલ્યા |

# કર્મ-ગાથા

## પ્રભુપ્રીત્યર્થ કર્મ

### અનુષ્ટુપ

પડે આચરવાં કર્મો જે તે પરિસ્થિતિ મહીં
કંટાળ્યે ત્યાં નહીં કામ કોઈને આવશે કદી.
કામ તો કરવાં તેણે પડે ના છૂટકો દીસે
કામ કેરા સકંજેથી છૂટી ના કોઈયે શકે.

એટલે કામ જે આવી આપણી સન્મુખે ઊભે
રહ્યું તે કરવું પૂરું ઉમંગે કરી આપણે.
કરે છે કામ તો સર્વે છતાં તે કરવા તણી
રીતમાં ફેર ભારે છે, લક્ષ ત્યાં દેવું સાધકે.
કર્મને કેવી રીતેથી આપણે કરીએ છીએ
મુખ્ય ચાવી ત્યહીં સાચી સાધનાના વિકાસની.
કર્મ સૌ કરવાં પોતે સાધના-દૃષ્ટિ રાખીને
રસાસક્તિ જરા તેમાં રાખવાની ન આપણે.
કર્મ જે તે થતી વેળા ગૂંચે ઉદ્વિગ્નતા તદા
ઘટે ના દિલમાં હોવી પ્રકારે કોઈયે કશા.
પ્રભુને રુચશે કેવું ? એને શું ગમતું હશે ?
વિચારી એવું જે સૂઝે વર્તો નિઃશંક તે રીતે.

પ્રભુપ્રીત્યર્થ કર્મો સૌ જીવને કરવાં સદા
જે કૈં થયાં કરે કર્મો પ્રભુપાદ સમર્પવાં.

બાકી કશું ય ના રાખો દેવામાં પ્રભુને, ભલા!
પ્રભુને જે ગમે તેવું વર્તવું જગમાં સદા.

કર્મની રીતમાં જોવો સાધનાયોગ્ય ભાવને
ઉમંગે તે રીતે કર્મ કરો, જાણે અલિપ્ત રહે.'

સ્પૃહી રે'વા છતાં પોતે થવા વર્તવું નિઃસ્પૃહી
કદી આશા, કશી ઇચ્છા, હૈયામાં રાખવાં નહીં.

થયાં હો જતું જે રીતે થવા દીધાં કરો બધું,
વચ્ચે ના આવવું પોતે સંભાળ્યાં કરવું નર્યું.

કામને કરતી વેળા વિચારોની પરંપરા
ઊઠવી જોઈએ ત્યાં ના, દ્વિધામાં પડવું ન ત્યાં.

પ્રભુને વ્હાલું જે રીતે લાગે તે રીતને ગ્રહી
કર્યાં સૌ કરવું પોતે સમર્પી પ્રભુને ચહી.

આપણો ભાવ પોતાનો કશાં કર્મે ન ધારવો
હૈયાની ભાવનામાં તે પ્રેમ એનો દૃઢાવવો.

માનવું હોય જે હૈયે માનવું ભાવના થકી
શુષ્કતા રાખવી ત્યાં ના માનવું યોગ્ય જે મહીં.

માનવું હોય તો માનો માનવું યોગ્ય લાગતાં
પ્રમાણિકપણું તેવું રહેવું ત્યાં દૃઢાવતાં.

જે જે માનો, મનાયું તે જો ત્યાંથી હઠી ના શકો
મનાયું સાચું તે જાણો, બાકી માનવું વ્યર્થ સૌ.

કશું યે એમનું એમ મનાઈ ના જતું ખરે;
ચિત્તની વૃત્તિ તે રીતે થતાં આસક્ત, તે બને.

જેને હો માનવાનું ત્યાં પ્રેમ એના પરે હૃદે
જામતાં-લાગતાં-પૂરો એને આપ પિછાનશે.
રહસ્ય, રસ, તાત્પર્ય મહત્ત્વ નિજ પંથનું
આપોઆપ પડશે લક્ષે ખૂંપેલા પંથ જાણવું.
ત્રિચિ૦ : તા. ૨૦-૧-'૪૨

## કર્મસાધના

### અનુષ્ટુપ

હોઈએ કરતાં જે કૈં પ્રાણુ દે કરવું ચહી
અન્યથા કોઈ ભૂમિકા અંતરે નવ ધારવી.
જે રીતે યોગ્ય જે હોય તે રીતે કરવાનું તે
ધ્યેયની ધારણા વાળ્યાં કરો તે કરતી પળે.
જે રીતે પાળવાનું હો પાળ્યાં તે કર્યાં પ્રેમથી
કર્મનો હેતુ કેવો ત્યાં સધાયે, લક્ષ રાખવું.
હેતુથી જો કદી ઊંધું વેતરાતું કશું દીસે
ચોંકીને ચેતવું ત્યાં તો આપીને લક્ષ જીવને.
સધાતો જાય તે હેતુ જેમ જેમ હૃદે ખરે
યોગ્ય કર્મ ગણી એને વર્તવું ઊંડું તે વિષે.
રસ ના કર્મમાં લેવો છતાં પ્રાણ પરોવવો
સ્પૃહા ના કર્મની ધારો, સ્પૃહા હેતુની ધારજો.
પુરુષાર્થ તણી માત્રા નિત્ય નિત્ય વધારવી
કૃપા-પ્રેમ પ્રભુ કેરાં માગતાં રે'વું ઉરથી.
કૃપા એની વિના કાંઈ થશે ના માનવી થકી
કૃપાનો આશરો લેવો જીવને તો બધાં મહીં.

આપણા ખ્યાલને છોડી વર્તવું નિજ કર્મમાં
પ્રભુને સૌ સમર્પીને થવું નિશ્ચિંત આપમાં.
ભરેલું કૈં પહેલાંનું તે તે સર્વ વિસારવું
આપણી માન્યતાઓને વિસારીને જ વર્તવું.
'આવું કર્યાં થકી આમ થશે કે થયું એવું જે'
ઘટે વિચારવું ના તે, હેતુથી કર્મ માપજો.
વધે છે જે થકી ભાવ તે કર્મ, કર્મ-યોગ્ય છે
એવાં કર્મે પ્રવર્તાવું ચેતના-ભાવથી હૃદે.
ભૂત-ભવિષ્યના ઝાઝા વિચારો કરવા ન કૈં
આપમેળે સરે જેમ સરવા દેવું પ્રેમથી.
થવાતાં તેમ ત્યાં યે તે હેતુને નવ ભૂલવો
ત્યાં જો તે ના સધાતો હો, ત્યાં જ તો અટકી જજો.
હેતુ જે જીવને રાખ્યો જવાતું હો વિરુદ્ધ જ્યાં
અયોગ્ય જાણી લેવું તે, રાખવું સીધું માપ ત્યાં.
પ્રત્યક્ષ હેતુને જોવો નિશ્ચયાત્મક તે રીતે
થતાં એવું કશી શંકા રહેશે કર્મમાં ન તે.
નિરીક્ષા આપણે પૂરી આપણી કરવી સદા
છેતરાવું કદી ત્યાં ના માનીને ભળતું કદા.
કર્મનો દોષ શી રીતે બન્યો તે જાણવો ખરો
દોષ ના કર્મમાં, દોષ કિંતુ તો નિજમાં રહ્યો.
પોતાને અવલોક્યાં જે એવી રીતે કરે સદા
ઉકેલે આપને આપ એ રીતે, આપ પામતા.
ત્રિચિ૦　　　　:　　　　તા. ૨૪-૧૦-'૪૨

# કર્મ—યજ્ઞનો ભાવ

**અનુષ્ટુપ**

જણાતું હોય ક્યાં યે ના આશાકિરણ એકયે
છતાં યે ત્યાં પુરુષાર્થ છોડી દેવો ન યોગ્ય તે.

કર્મની પાકવા ક્યારે મર્યાદા આવી પ્હોંચતી
જાણ એની પડે છે ના, ચોંટી રહેવું તેથી ત્યાં.

વારાફેરા ઊઁધાચત્તા કૈં કૈં ત્યાં આવતા પથે
છતાં ત્યાં લક્ષને સ્થિર વર્તવું સમ રાખીને.

કર્મ સાથે પડેલાં છે પાનાં તો આપણાં જગે
યજ્ઞના ભાવની રીતે કર્મોને કરવાં ઘટે.

યજ્ઞ એ તો પ્રભુ પોતે યજ્ઞ ને કર્મ એક છે
કર્મ એથી બધાં જાણો પ્રસાદી પ્રભુની જ તે.

જાણીને કર્મ એ રીતે જે જે કોઈ કર્યાં જશે
ના કાંઈ નડશે એને, કર્મ મુક્તિ રૂપે થશે.

જે રીતે પ્રભુને રુચે સૌ કરો કર્મ તે રીતે
સાધના કર્મની એવી ભાવાર્થે તે થવી ઘટે.

કોઈને યે જગે વ્હાલું જો થવું હોય આપણે
જે તે યે કરીએ છીએ એની રીતે જ સર્વ તે.

કર્મમાં યજ્ઞનો ભાવ તેથી સંપૂર્ણ જીવતો
રાખી રાખી કરે કર્મ, કર્મ એને ફળાવતું×.

ત્રિચિ૦ :

× જિવાડતું.

# કર્મ–આત્મનિષ્ઠ થવા કાજે

### અનુષ્ટુપ

કર્મો સ્વભાવથી સર્વ જીવને તો થતાં દીસે
જેવો સ્વભાવનો રંગ તેવાં કર્મ થયાં જશે.

પટ જેવો નદીનો છે, તેમાં પાણી વહ્યું જતું;
આપણું તેવું સૌનું યે વ્હેવાનું કર્મમાં થતું.

એથી સ્વતંત્ર કો રીતે કોઈ વર્તી જ ના શકે
પ્રકૃતિનો જ પ્રેરાયો જ્યાં ત્યાં દોરાય વિશ્વ તે.

જીવને એ રીતે કર્મે દોરાવાનું ન રાખવું
કર્મમાં ધ્યેયનો ભાવ દૃઢાવી એમ વર્તવું.

થયાં જે જે કરે તેમાં તાટસ્થ્યે વર્તવું હૃદે
જાગૃતિ લક્ષ રાખીને ધ્યેયમાં ખૂંપવું હૃદે.

હૈયે તટસ્થતા એવી આપમેળે ન આવશે
વિના તે કેળવ્યા એને કદી ના સાંપડી શકે.

અભ્યાસ એકધારો ત્યાં રાખવો જીવને પડે
અનુકૂળ સ્થિતિ એવી રાખવી મનની પડે.

તરંગો ને વિચારો સૌ ઉદ્ભવે મનમાં બધા,
સંકળાઈ જ તે સંગે જવું ના આપણે તદા.

એવા પ્રવાહમાં ક્યાં યે તણાવાનું ન રાખવું
વ્હેણ છો તાણવાળું હો, તો ય ઊભા રહો પૂરું.

ખેલવી પડશે ભારે એવી યુદ્ધ–પરંપરા
લેવાદેવા છતાં ક્યાં યે તે વિષે આપણે ન ત્યાં.

નિરપેક્ષ રીતે એવું વર્ત્યાં કરવાનું રાખવું
કેળવાઈ જતાં એમ દૃષ્ટિ, સત્ય ઊગે બધું.

કશું કૈં કરવાનું ના પડેલી આપણી રીતે;
જીવને આપણું લક્ષ રહ્યું ફેરવવાનું તે.

પુરુષાર્થ બને જે જે તે પ્રેમે કરતાં રહી
પ્રવાહો આપણામાંના જાણી લેવા ઘટે તહીં.

ગુણોની જે બનેલી છે પ્રકૃતિ આપણા મહીં
ખેલ કેવા કરે છે તે જાણવું 'લક્ષ્ય-દૃષ્ટિથી'.

જ્ઞાન તેવું થયા વિના આપણે કેમ જાણશું
-શાથી ત્યાં દોરવાયેલાં ? ને હશે એનું મૂળ શું ?

માત્ર બુદ્ધિ ચલાવ્યેથી આ બધું જાણી ના શકો
જન્મ્યું તાટસ્થ્ય જો ના હો તેમ ત્યાં વર્તી ના શકો.*

જે જે કાંઈ થતું હોય જુદા તે થકી આપણે
ભાવ કેળવવા કર્મે ધારો તે ધારણા હૃદે.

કશાથી ભાગવાનું ના જે જે કૈં મળતું પથે
તેમાં અર્થ રહેલો છે, ગ્રહો જે ભાવ અર્થ તે.

'આત્મનિષ્ઠ થવા કાજે જીવને જે મળ્યાં કરે'
રાખીને એહવું લક્ષ જ્ઞાની સૌ કર્મ આચરે.

બાર : તા. ૧૦-૧૧-'૪૨

* તેમ ત્યાં જાણી ના શકો.

# કર્મ-પ્રેરકત્વ

## અનુષ્ટુપ

જ્યારે શું કરવું એની કૈં વિષે સૂઝ ના પડે
મૂકી ના દેવું ત્યાં એને એનો ઉકેલ કાઢજે.+
હેતુને લક્ષમાં રાખી એ જેથી વધુ યે વધે
તેમ આટોપવાં કાર્યો ચાવી એને ગણી હૃદે.
પૂરેપૂરી કદી જો ના તેમાં યે સૂઝ કૈં પડે
તો યે ના છોડી દેવું તે આવેલું હોય કાર્ય જે.
આપણે આપણી રીતે પરિણામ ન ચિંતવી
કર્યાં તે કરવું પ્રેમે ચિંતા એની ન કૈં કરી.
આવ્યું કૈં હોય એને તો પૂરેપૂરું કર્યાં પછી
છોડી દેવાનું રાખીને વિચારો તે વિષે ન કૈં.
અર્પવું પ્રભુને તે સૌ આવી જે જે પડે બધું
કર્યાં તે પછી એ આપો પ્રભુને અર્ઘ્યમાં રુડું.
આપણે જે રીતે સાચાં તે રીતે હો ન જો બીજાં
સાચાં તેઓ ન છે એવું આપણે માનવું ન ત્યાં.
નકામી ચીડ કે વાતે આપણે કરવી નહીં,
ઘટી જાશે વળી જોર આપણું કર્મમાંથી તો.
ભૂલેચૂકે કદી રોષ દર્શાવાતાં પડી જશે
તુલા તે કર્મમાં નીચી, ધ્યાન તે રાખવું ઘટે.
કારણ આપણું સાચું છે તો નિશ્ચિંતતા પછી
ત્યાંથી ના ચસવું સ્હેજે, જીવવું પ્રભુભાવથી.

---

+ શોધજે.

આપણે ક્હીં અન્યાય કોઈને કરવો નથી
કોઈ માને છતાં તેમ માનવા દેવું પ્રેમથી.
એક દી આવશે એવો આપણા હેતુને હૃદે
સામું યે તે પિછાનીને સાથ દેશે રુડો પથે.
કિંતુ આસક્તિ તે વાતે આપણે રાખવી નહીં
'રહે સાથે' કશી વૃત્તિ એવી ત્યાં ધારવી નહીં.
પોતાને હારતું જ્યારે આપણામાંનું ભાળશે
જોર તે વેળ તે ભારે દાખવ્યાં કરશે પથે.
બુઝાવાનો દીવો હોય ઝબૂકયાં કરતો ઘણો,
આપણે યે વધુ જોમ તેમાં તે વેળ દાખવો.
આગ્રહ સાધના કાજે એકલો રાખી મૂકવો
એનો દોર સમૂળો યે મૂકી દેવો બીજે છૂટો.
આસક્તિ, મમતા, રાગ, મોહ, એ સર્વને કશે
જીવને રાખવાનાં ના, વ્હાલામાં વ્હાલું છો હશે.
આપણે આપણું જોયાં કરવું એક ધ્યેયથી,
જિજ્ઞાસા પ્રેમભાવેથી વધાર્યા કરવી ચહી.
સાધના યે નથી સત્ય જો હેતુ ત્યાં સધાય ના
એને યે છોડવાને તે ઘટે તૈયારી હોવી ત્યાં.
માની છે સાધના જેને યોગ્ય જો કરતાં હશું
શ્રદ્ધા, વિશ્વાસ, નિષ્ઠામાં પરિણામ જ પામશું.
કરો કે ના કરો તો યે આપમેળે થયાં કરે
સાધના તે પરિપકવ થઈ છે એમ જાણજે.
સ્વભાવ જીવને ત્યારે સાધનાનો બની જશે
વર્તાશે યોગ્ય સૌ ત્યારે નિશ્ચિંતપણું વર્તશે.

કરી યાહોમ યજ્ઞે તો આપણે પડવાનું છે
મરીશું કે જીવીશું સૌ સોંપીને પ્રભુ-હાથ તે.
કશી કોઈ વિષે ચિંતા કશામાં રાખવાની ના
હશે જેવું થવું જેને ભલે તેવું કરો થયાં.
અફળાતાં ભીંતે માથું પોતાને ભાન જાગતાં
થવાનું જે હશે સીધું પોતે આપ જશે થયાં.
ઇચ્છાથી આપણી કોઈ કશું કૈં કરશે નહીં
સૌ ઇચ્છા આપણી વ્યર્થ જવાની નિશ્ચયે તહીં.
અનિચ્છા તેથી સર્વેમાં જીવને રાખવી સદા
અનાસક્તિ થકી તો તો કરાશે કર્મ આપ ત્યાં.
હૈયાની યજ્ઞ-વેદીમાં હોમાયાં કરવું સદા
કમીના કોઈ વાતે યે આપણે રાખવી ન ત્યાં.
જાગૃતિ, સાવચેતીથી લક્ષ એવું ધર્યાં કરી
હૈયામાં ધારણા ઊંડી તેવી જન્માવવી રહી.
આવી પડે પથે જે જે આકસ્મિક રીતે નવું
વિચાર્યા વિણ આવેલું મોકલેલું ઈશે ગણો.
વિવેક રાખવો તો ય, યદ્વા તદ્વા ન આપણે
-માની લેવાનું છે તેમાં એની મેળે કશું ય તે.
સાધનાથી થતું સાધ્ય ધ્યેય જો લાગતું હશે
સાધનામાં ભરાયેલાં યોગ્ય તો પગલાં જ તે.
જેમાં તેમાં વધેલી જો ભાવના લાગતી થશે
સાત્ત્વિકતા તણો પાસ જીવને ઉદ્ભવેલ તે.
રાગ દ્વેષ થતાં ઓછાં જણાયાં કરશે ખરાં
દ્વંદ્વયુક્તથી પ્રેરાયાં દોરાઈશું ન ત્યાં ભલા!

સ્વભાવ વૃત્તિના જોશે કર્મે પ્રેરાઈશું નહીં
'સ્વભાવ' 'આપણે' એમાં ભેદ જાણી શકો તહીં.
'ઈશ છે પ્રેમ' જો તો તો હોય તે કેમ આંધળો ?
અંધતાનો યદિ દોષ તે તો દેખાય આપણો.
એવો તે વધતાં પ્રેમ પોતાનું સર્વ ભાળશું
બીજાનું નડતું જે હો જણાતું તેમ નિજનું.
બધાંને નમતું રે'વું, માથું ઊંચું ન રાખવું,
ચાલવું નીચું જોઈને અહંતા ત્યજતા થવું.
આભાર માનવો સૌનો થોડું યે જે કરે ભલું
મહત્ત્વ દેવું બીજાને આપણું થોડું માનવું.
નજીવું યે ભલેને હો આવેલું કામ તે વિષે
પ્રાણ પૂરો પરોવીને ઉમંગે કરવું રહ્યું.
કદી અન્યાય બીજાને આપણાથી થઈ જતાં,
હૈયાથી માફી માગીને તે દ્વારા ભળવું તદા.

ખાર : તા. ૧૧-૧૧-'૪૨

## કર્મમાં ગુણદર્શન

### અનુષ્ટુપ

કર્યું ને કારવ્યું સૌ હો હું-પદે જો ભરેલ જે
આસક્તિ કૈં ભળેલી જો તે સાથે, સૌ નિરર્થ કે.
'આ થશે કે થશે તેવું આમ છે કરવું હવે'
કલ્પના આપણે તેવી ના ઊંડી ઘડવી ઘટે.
આવેલું કામ હો માથે ઝાઝા વિચાર તે વિષે
આપણે કરવાના ના થતું હો જેમ તે ભલે.

હેતુના ભાવનું માપ આપણે માત્ર રાખવું
જવાતું હો ઊંધું ત્યાં જો, ખંચકાઈ વિચારવું.

ગમે તેવી ભલે હોને પ્રવૃત્તિ આપણા શિરે
આપણા હેતુ વૃદ્ધચર્થે કરવી રહી નિશ્ચયે.

'ગુણોથી દોરવાયાં કયાં આપણે જઈએ છીએ'
તપાસતાં રહેવું તે ના જવું કદી એ રીતે.

આપણા દોરવાયેલા આપણે વળવું હૃદે
સ્વભાવે દોરવાયેલા દોરવાવું ન ત્યાં કશે.

ગૂંચવાડો ભલે પ્હેલાં લાગશે કિંતુ તે છતાં
મૂંઝાવાનું ન ત્યાં રાખી સામનો કરવો સદા.

આખરે તો થવાનું છે કર્મ ગુણ-સ્વભાવથી
છતાં તે તો કરેલું છે આપણાજપણા થકી.

થશે ભૂલો ભલે તો યે એમાંથી શીખવાનું તે
મળ્યાં જ કરશે પંથે હશું જો દૃઢ આપણે.

દેખીશું ઉર ગુણોનું થતું સૌ પરિવર્તન
ગુણો ગુણો વિષે વર્તે દેખીશું એમ દર્શન.

**પ્રસાદી પ્રભુની રૂપે મળેલું સર્વ તે ગણી**
પ્રભુનો ભાવ જે રીતે વધે તે રીતને ગ્રહી
ઉપયોગે જ લેશો તે વશ અનુગ્રહે થઈ.

પોતાનામાં યમુનાની ગતિ ઊંધી થયેલ તે
નરી આંખે નિહાળીને ધન્ય ત્યારે હૃદે થશે.

વિષયો ઇંદ્રિયોના સૌ ઇંદ્રિયોની રીતે કદી
નહીં આચરશે એવો તે દૃષ્ટિ લુપ્ત ત્યાં થતી.

ઐંદ્રિય વિષયોમાં તે પરોવાયેલ લાગશે
કર્મના કારકે એનો આશરો ગ્રહવો પડે.

ઇંદ્રિયોથી બધું કામ લીધાં તો કરશે છતાં
ગુલામ ઇંદ્રિયોનો ના એવો તો બનશે કદા.

ઇંદ્રિયો વશ એવાને રહેવાની સદા પૂરી
ઇચ્છા પોતાની જેવી હો દોરવાયે જ તેમ સૌ.

માયા ને પ્રકૃતિ નોખા દેખાશે નવ એહને
બન્નેનું રૂપ પોતામાં રહેલું સ્પષ્ટ લાગશે.

ખાર : તા. ૧૭-૧૧-'૪૨

## કર્મનો લાક્ષણિક સંબંધ

### અનુષ્ટુપ

આવી પડેલ જે ના હો માથું ત્યાં નવ મારવું
ભેળવાઈ જવું ના ત્યાં મમત્વ રાખીને કશું.

લાગે કે વળગે કૈં ના એવી સૌ બાબતો મહીં
આપણે પડવાનું ના નિરાસક્તપણે રહી.

સંબંધ પ્રેમીનો જ્યાં છે વધુમાં વધુ ઉત્કટ
સંભાળશે વધુ ત્યાં તો જાગૃતિ રાખી સાધક.

શુદ્ધ સાત્ત્વિક તો પ્રેમ કેળવાયેલ આપણો
થયો હોતો નથી પૂરો, ઘટે ચેતવું તેથી તો.

આપણી જ્યાં સ્થિતિ એવી સૌ આસક્તિ-મમત્વને
વેગળાં રાખવા માટે મથવું ઘણું જોઈશે.

ચેતીને ચાલવાનું છે એવી પ્રત્યેક બાબતે
મમતા થકી માર્યાં કૈં વેતરાઈ ઊંધું જશે.
વેગળું વેગળું તો યે રે'વું એને ન પાલવે
હૈયે હૈયાં મળે તેવી તૈયારી સેવવી ઘટે.
એમ રે'તાં છતાં એણે પોતાના જ ઉકેલમાં
મથ્યાં રે'વાનું છે ઊંડું લક્ષે ચિત્ત પરોવી ત્યાં.
સંબંધ કોઈની પ્રત્યે ઓછો એણે ન ધારવો;
માત્રા પ્રેમ તણી હૈયે વધારી, સર્વમાં ઠરો.
ખુલ્લું પોતે રહેવાનું બાંધી લેવું ન દિલને
આજે જે જોયું તે કાલે કૃપાથી ફરશે ખરે.
જેવું છે તેવું ને તેવું કોઈ રે'તું ન વિશ્વમાં
ફેરવાતું બધું જો તે; ફેરવાશે બધું જ તો.
વર્તણુકે રહી આવી સાધકે ચેતી ચાલવું
'ડો'ળાવું ના વધારે કે ઓછું' એણે વિચારવું.
હોવા છતાં બીજાં પ્રત્યે સહાનુભૂતિ તો ખરી
બીજાનાં અવળાં, તેને ટેકો દેવો ઘટે નહીં.
ભૂલેચૂકે કદી એણે સંપૂર્ણ એક કે બીજે
ભળી જવાનું ના રાખી તાટસ્થ્યે વર્તવું ઘટે.
પ્રસંગો જે મળેલા છે કેળવાવા તટસ્થતા
એવા તે હેતુનું ભાન રહ્યું ના, તો નકામું ત્યાં.
મળ્યાં જે જે કરે તે સૌ કૈં ને કૈં હેતુ કાજ તે
હાર્દ જે, સમજી પૂરું વધાવી લેવું તે ઘટે.

બાર : તા. ૧૮-૧૧-'૪૩

# ધર્મ્ય કર્મ-રહસ્ય

## અનુષ્ટુપ

કર્મના સર્વ સંજોગો એમ ને એમ કેમ તે
-ફીટી કૈં જાય ? એને તો રહ્યા ભોગવવા ખરે.
"**કર્મમાં યજ્ઞ, ને યજ્ઞે વસેલા પ્રભુ**" તો કહ્યું
કર્મનું હાર્દ તેથી તો પ્રભુનું તત્ત્વ જાણવું.
એ રીતે કર્મને જે કો વિશ્વે આચરશે હૃદે
અગમ્ય કર્મની પાર એ રીતે માનવી થશે.
તે વિના રીત કો બીજી એની પાર જવા નથી
યજ્ઞભાવે બધાં કર્મો આપણે કરવાં ચહી.
કેવા સ્વભાવથી કર્મ, કર્મ કેવા ગુણો વડે
થતું રે'છે ઘટે જોવું વાળીને દૃષ્ટિ અંતરે.
ઓળખી આચરે એમ કર્મને ગુણથી છતાં
પ્રદેશ કોઈ એવાને રહે અજ્ઞાત ક્યાંય ના.
શા સ્વભાવે કરાયેલાં બીજાંનાં કર્મ તે હશે
જણાયા વિણ ના રે' તે, તે જો દે લક્ષ તે વિષે.
કર્મની ગૂઢતા એને લાગશે ના, છતાં પૂરો
અજાણ્યો તે રહે એવો ને કશું નથી બોલતો.
કર્મ-નિર્માણની વેળા કર્મના પરિણામને
હોય ના જાણતો એવો વર્તતો જગમાં રહે.
જ્ઞાની-અજ્ઞાનીમાં ફેર તો પછી કેમ જાણવો ?
તાટસ્થ્યે વર્તતો પ્હેલો, બીજો અસ્થિર માનવો.

યદ્વા-તદ્વાપણે પેલો અજ્ઞાની વરત્યાં જશે
જ્ઞાનીનાં કર્મની આગે ધારણા-પગથી હશે.
જ્ઞાની કર્મ પરિણામે જણાશે દિલમાં ખરે
ફેર બન્ને મહીં શો તે તે વેળા દિલ સૂઝશે.
સાધક સાધના અર્થે જે પુરુષાર્થમાં પડયે।
એને ના પડશે આઘે જવું, સૌ સમજ્યાં જશે.
સાધનામાં જવાનું છે અજ્ઞાત દેશમાં ભલે
તે અજ્ઞાત ભલે હોય છતાં કૈં ના અશુભ તે.
ગેડ એની પહેલાં તો બેસે સાધકને નહીં
ગૂંચવાયા કરે તેથી પોતાના તે સ્વભાવથી.
સ્વભાવ શત્રુની જેમ નડ્યાં સાધકને કરે
હરી લેશે બધું જોર જો એ લેશ ન ચેતશે.
કાંટો ખૂંચે પગે જેમ વધુ ને વધુ જોરથી
તેમ તે કાઢવા ઇચ્છા થાય છે મનને નકી.
સ્વભાવ ખૂંચશે તેવો જ્યારે સાધકને હૃદે
આણી ઉકેલ તે વેળા શકે પોતાનો મેળ તે.
સ્વભાવ મિત્ર-શત્રુ છે આપણો સાધનાપથે
તેથી સંભાળવાનું ત્યાં સાધકે રાખવું ઘટે.
વર્તાવાતાં સ્વભાવેથી કર્મમાં દોષ ઊપજે
ચેતીને ચાલવાનું છે સાધકે તો ક્ષણે ક્ષણે.
અસિધારા પરે જેવું ચાલવું અઘરું ઘણું
ચાલવાનું દીસે તેવું સાધનાપંથમાં ખરું.
પ્રકૃતિના સ્વભાવેથી રહી તાબે જ વર્તશે
થશે એનાથી જે કર્મો યોગ્ય ના તે કદી થશે.

માયા તેથી કહી એને શાસ્ત્રકારે બધી રીતે;
દોરવ્યાં તે કરે એમ માયા બંધનથી બધે.
એવી કાં દોરવાયાં તું વ્હાલી બ્હેન ! જતી દીસે
વધારે વાર શા કાજે બ્હેનાં ! તું કરતી હશે ?
શસ્ત્રસજ્જ થઈને તું તૈયારી કરજે ખરી
સંગ્રામે યુદ્ધ કાજે થા તત્પરે હોંશ ત્યાં ધરી.
શા કાજે ત્યાં વલોવાનું હૈયામાં અમથું ધરે
વલોવાઈ જઈ તો તું બીજાંને દુખિયાં કરે.
'પોતાનાં કર્મથી દુઃખી કેટલાં કરતાં હશું !'
ભાન એવું તને શું તે ઉર તારે ન જાગતું ?
'કરે દુઃખી તને બીજાં' માન્યાં કાં એવું તું કરે ?
જાગી એનાં ! સવેળા જા હૈયે હૈયાં મિલાવીને.
માંડવાં પગલાં સાથે, જીવને પડખે રહે,
વિચારો કાં બીજા જે તે ચાલવા દેતી અંતરે ?
નડે છે શું તને બ્હેનાં ! સાફ સાફ જણાવી દે
કોઈએ જાતની ભીતિ તારે ના રાખવી ઘટે.
સર્વ ખુલ્લું જણાવીને નિશ્ચિંતે વર્તવું હૃદે.
તને ના વઢવાનું કો ઉર ખાલી કર્યાં કરી
તારા સ્વભાવને જોઈ જાત ઓળખજે ખરી.
તે વિના કૈં થવાનું છે સાધના-કામ ના કશું
પ્રવેશ ત્યાં કરાવાનો અમારો ધર્મ જાણશું.
કો રીતે છૂટી એનાથી અમારાથી જવાય ના
એમાં બ્હેનાં ! થતાં દુઃખ તને, લાચાર ત્યાં અમે.

ખાર : તા. ૨૫-૧૧-'૪૨

## ગૂઢ ફેરફારો

### અનુષ્ટુપ

ઘેલું ઉન્મત્ત શા પ્રેમે! બનેલું ઉર ઉત્કટ
ઝંખતું કેવું બેઠેલું રાહ જોયાં કરે દિલ!
જાણવાને સમાચાર તારા આતુર દિલ છે
તને તે શું થયું છે કે,' આમ તું કેમ આચરે?
બનાવો ત્યાં થયેલા જે, વર્તનો પ્રિયનાં તને
એવાં તે શું નડેલાં છે કે ભૂલી જાય તું મને?
શા તારા પત્રની રાહ કાગડોળેથી નીરખું!
આશાભંગ છતાં કેમે હૈયામાં બનતો ન હું.
'આજ' શું તે રહેવાની આજ ને આજ વિશ્વમાં?
'આજ' 'કાલ' થવાની છે એ તો નિશ્ચિત વાત ત્યાં.
'કાલ'નું આજથી જોવા શાને કાજે વિચારીએ
'આજ'થી 'કાલ' તો જુદી 'આજ'માં વળી 'કાલ' છે.
વર્તમાને રહ્યું ભૂત, ભવિષ્ય વર્તમાનમાં
ત્રણે એવાં ભળેલાં કે કેમ કો જાણી તે શકે?
ભૂતથી વર્તમાને યે વર્તમાને ભવિષ્ય તે
કોક તો ઓળખી લેતા, એમાં સંશય ના ખરે.
એને ના માનવાનું છે 'આ' કે 'પેલું' કશું ય તે
'આ' અને 'પેલું' ના જુદું; પરિવર્તન માત્ર તે.
વસ્તુઓ એજની એ જ સદાકાળ રહ્યાં કરે
ફેરફારો જગામાં તે જ્યાંથી ત્યાં જ થયાં કરે.

ફેર જ્યાં ત્યાં થતો એવો વિશ્વમાં નિરખાય છે
સૌમાં ફેર થવાનો છે વિશ્વ એક રૂપે ન રે'.

શક્તિના રૂપમાં ફેર, ફેર તો પ્રભુના રૂપે;
માનવીના રૂપે ફેર, વિશ્વમાં ફેર સૌ સ્થળે.

માનવી રૂપ છે ગૂઢ, ગૂઢ છે મન-માનવી,
તેથી યે માનવી શક્તિ ગૂઢમાં ગૂઢ શી ખરી!

ગૂઢતાની મહત્તા શી! ગૂઢતા મન ખેંચતું
જેનામાં ગૂઢતા જાણી ત્યાં મેળે મન પ્રેરતું.

ગૂઢતાને શકે જાણી કેવી રીતે જગે જન!
ગૂઢને જાણવા જાતાં બને ગૂઢ વધુ ગૂઢ.

જાણવા ગૂઢને એવા રીત શી ગ્રહવી રહી
અનાદિકાળથી એને ઉકેલી કો શક્યું નહીં.

માનવી દિલનું ગૂઢ એના સર્વ સ્વરૂપમાં
વિચારે, ભાવના, કર્મે એથી તો ફેરવાય શાં!

આપણે તેથૉ કોઇને જાણી ના શકતાં ખરું
અધૂરો તેથૉ એવો હું જાણી કેમ તને શકું?

પડછા કાં મને આપે એ ન્હેનાં! તું ફરીફરી
અંતરે એકલે તારે મારે એક રૂપે થવું.

'આજ'ને 'કાલ'માં મારે ભેદ જોવો નથી કશો
'આજ'માં જોઇશું જે, તે સાચું નિત્ય ન રૂપ તો.

બાર : તા. ૨૫-૧૧-'૪૨

# સંસારી સાથે સાધકનું વર્તન

## અનુષ્ટુપ

જીવને મૂળ સૌ વાતે જોવાનું સર્વદા રહ્યું
'પ્રેરાયેલા કઈ રીતે રહેવાયે' તપાસવું.

સર્વ પ્રવૃત્તિના કર્મે સ્વભાવે વશ ના થવું
અહંતા છોડતા રે'વું કર્મે થૈ જ્ઞાન-યુક્ત શું!

અનાસક્ત રીતે કર્મે પ્રવેશાવાનું રાખવું
હૈયે સદ્‌ભાવ રાખીને પ્રભુને તે સમર્પવું.

જે રીતે સાધનાહેતુ વધુ સારો ફળ્યાં કરે
રાખ્યાં કરી તહીં લક્ષ આચરો કર્મ તે રીતે.

થયેલું એ રીતે કર્મ પોતે યજ્ઞરૂપે બને
થયેલું યજ્ઞ રૂપે જે પ્રભુને મુખ જાય છે.

પ્રત્યેક કર્મમાં ઊંડી ભાવનાને દૃઢાવવા
અભ્યાસ રાખવો હૈયે ધારણા ધારી ધારી ત્યાં.

અહંતા નીકળી જાતાં થવાતાં મુક્ત એ થકી
પછી સૌ આપણાં કર્મે આસક્તિ ના હશે કશી.

ડો'ળાઈ ના જવું ક્યાં યે પોતે સ્થિર રહ્યાં કરી
રહી અંતર્મુખે જોવાં કર્મનાં મૂળ ચિત્તથી.

કર્મ સંજોગથી જેનો સંબંધ જીવને મળ્યો
તુચ્છકારી હૃદે એને કોઈ કાળે ન નાખવો.

હાલના જીવને એવાં સગાંસંબંધી જે મળ્યાં
આપણે ઘસડાવાનું એમાં એમની રીત ના.

નજીક જેટલું જેવું માત્રા વિરોધની તહીં
વધારે ને વધારે તે એમની રીતની મહીં.

એવાં જે સ્પર્શતાં ના કૈં વધારે ઊંડું જીવને
તે સાથે મોકળાશે તો વર્તવું રહ્યું આપણે.

છતાં તે વર્તવામાં યે મોહ કે મમતા કશાં
જોઈએ ના રહેલાં ત્યાં, જોતાં તે રે'વું સર્વદા.

જેવો સંબંધ જ્યાં ગાઢો મર્યાદા સાંકડી રહે
સંબંધ એકતા જેવો પોતે મર્યાદ-રૂપ તે.

વર્તતો જેમ હો પોતે પોતાની પર તેમ ત્યાં
તેવા સંબંધમાં એણે તે દૃષ્ટિ-વૃત્તિ ધારવાં.

પોતાનાથી જવા જુદું તેવું જો માનવી ચહે
જવા દેવું ઉમંગેથી એની રીતે જ્યહાં ચહે.

જીવનાદર્શમાં જો તે સાધી સુમેળ ના શકે
એવાને દુઃખનું પોતે ના નિમિત્ત થવું ઘટે.

એવાના અન્યથા ભાવે, એવાના અન્ય વર્તને,
એવાના અન્ય વિચારે ભેરવાવું ન આપણે.

"ભેંસનાં શીંગડાં ભારે ભેંસને" મન ધારીં તે
આપણે આપણા કામે લગાડી ચિત્ત રાખજે.

લેવાદેવા કશી ના હો એમ વર્તવું ના છતાં
આપણા ઉરની ઉષ્મા એને દો ઉર સ્પર્શવા.

અલિપ્ત એક બાજુથી, બીજી બાજુ સુમેળતા
–જમાવી, તીવ્ર આકાંક્ષા આપણે રાખવી તદા.

ત્યાં સમજાવવા પોતે પૂરી તૈયારી રાખવી
બીજું આવ્યા વિના સામું આપમેળે જવું નહીં.

દુઃખ એથી ભલે લાગે બીજાના દિલમાં ઘણું
'પ્રવૃત્તિ જાણવાની તે સામેથી જાગવી' રૂડું.

મથે તે જાણવા જેમ તેમ ઉત્સુક જ્યાં થશે
ઉત્કંઠ ભાવથી ત્યારે તૈયારી આપણી ઘટે.

પ્રેમ, આદર્શના ભાવે આશા ને પરિણામનાં
સ્વપ્નાં ના સેવવાનાં છે, મિથ્યા તે ધારવું, ભલા!

ધર્મ-કર્તવ્ય જે હોય કર્યાં તે કરવું, પછી
અપેક્ષા કોઈ પાસેથી રાખવાની નથી કશી.

પોતાનું અંગ ધારીને એનું કલ્યાણ જે રીતે
થવાનું લાગતું હોય તહીં વર્તવું તે રીતે.

આડું કૈં આપણું એને લાગ્યાં જે કરતું દીસે
કશું તો ના પછી એને કહેવું એ રીતે ઘટે.

સૌમ્ય ભાવે છતાં પૂરું તે સાથે વર્તવું રહ્યું
અને ના કોઈ રીતિએ વિચારાદર્શથી ચસો.

બીજાનું વર્તતાં તેવું તે જો ઊંચું થતું હૃદે
વર્તને એવડા પ્રાણ વધારી શક્તિ, વર્તજે.

તેનો સાથ હૃદે દેશે સ્ફૂર્તિ ને પ્રાણ ચેતના
અને સાથે થશે એનું ઊંચું આદર્શમાં દિલ.

ખાર : તા. ૩૦-૧૧-'૪૨

# સાધકનું સ્વજન સાથે વર્તન

**અનુષ્ટુપ**

સામું જો જાણવા માગે પોતાનું અંગભૂત જો
તેવું જો હોય તો એને દિલનું તે જણાવવું.

જોડાયેલાં બને જ્યારે બન્નેનાં દિલ એક થૈ
પછી કૈં ના રહે જુદું, વર્તાયે એકમેળ રૈ'.

પ્રભુનો વાસ હૈયામાં એમાં સુમેળ જો થશે
સર્વ સાથે સુમેળે તો જીવવાનું જ નિશ્ચયે.

તેથી સુમેળ પોતામાં પહેલાં કરવો રહ્યો
બીજાનું ફોડી લેવા દો પોતાને એની રીત સૌ.

ફાવ્યા જો આપણામાં તો બીજામાં ફાવશું ખરે;
માટે કોઈ વિચારોને સેવવા મન ના ઘટે.

વિચારો જેટલા ઓછા આપમેળે થયાં કરે
ફૂલ શું હળવું ચિત્ત રે' પ્રસન્ન બધી રીતે.

જ્યારે તાટસ્થ્ય પોતાનું જીવને વર્તતું થશે
પોતાને જાણશે તેવા, બીજાંને જાણશે ય તે.

બીજાનું કૈં જણાયેલું જણાવા દે ન એમને
ગંધ તે સરખી એને આવવા દે ન તે વિષે.

સ્વરૂપે મગ્ન પોતાના વર્તવાનું કરે ક્યાં
'બાય શા પલટા બીજા'' જણાયાં કરશે તદા.

જોવાતાં રૂપ એવાં ત્યાં ઘટે ઉદ્ભવવા ન તે
આપણામાં વિચારો કૈં, થવા દેવા પસાર તે.

ના ડગી જવું ક્યાં યે તે વૃત્તિ નિશ્ચલ ધારીને
સાધનાના પુરુષાર્થે ભક્તિથી જીવવું હૃદે.
હૈયાની સાથ સાન્નિધ્ય પૂરું કેંદ્રિત ત્યાં ઊંડું
લક્ષ, ચિત્ત ધરી રાખી એકાગ્રે રત સૌ થવું.
ભરેલો રસ ત્યાં દિવ્ય પરમાત્મા રૂપે હૃદે
સ્થાન એ એકલું એનું ગોતાશે ધ્યાનથી રસે.
માનવી જિંદગાનીનું કર્તવ્ય શ્રેષ્ઠ એ જ તે
એ કાજે તો મળેલો છે માનવી દેહ સર્વને.
કૃપા એ તો પ્રભુની છે, એની જે અવહેલના
કરે છે, કૈં ન પામે તે; ભારે છો હોય સાધના.
મ્હાલવી જિંદગાનીને જેને જે રીત તે ગમે
એવાને તો વહેવા દો જે ગમે મન એ રીતે.
સામાની પરવા પૂરી જીવને ધરવી રહી
ધરંતાં પરવા એવી આડું ના જવું ત્યાં કદી.
વિરોધ ઉગ્ર જાગેલો જે વેળા ચિત્ત લાગતો
માત્રા પ્રેમ તણી ત્યારે હૈયે સૂક્ષ્મ વધારજો.
નકારી દેવું બીજાનું કશું ના કદી આપણે
ઉઘાડું એવું સામાનું આપણા લક્ષ આવશે.
વિચારો તે વિષે ના કૈં ચિત્તમાં ધરવા ઘટે
કેવું ત્યાં સમજ્યાં છીએ જણાવા દેવું ના ઘટે.
હૈયાના પ્રેમનો ભાવ એમનો એમ રાખીને
મૃદુતા વર્તને ભાષામાં યે તે રાખવી ઘટે.
તડજોડ બીજાં સાથે રાખતા આપણે ભલે
પોતાના અંગની સાથે તેવું તો સંભવે ન તે.

સાધનામાર્ગમાં ઊંડું રંગાવા દિલ જેહનું
તડ–જોડ સમું ના તે પોતા સાથે કરે કશું.

ખાર : તા. ૩૦–૧૧–'૪૨

## પ્રારબ્ધક્ષીણતા

### અનુષ્ટુપ

કર્મનું સૌ પરિણામ નિશ્ચયે મળવાનું તે
પછી એના વિષે આશા રાખવી તે નિરર્થકે.
કર્મ કેવી રીતે યોગ્ય બને તે તો વિચારવું
શકીશું એટલું સાધી બની રે' યોગ્ય તો બધું.
કર્મને એક બાજુથી ઘટે ના જોવું આપણે
લક્ષણો, ક્ષેત્ર ને દિશા હેતુ સાથે વિચારજે.
આપણાં કર્મથી કોને ક્યાં યે ના નુકસાન હો
એનો આરંભ શોધેલો ઘટે ના આપણો હવો.
જેને ના છે કશી આશા કશા વિષે કદી મને
એવાને કર્મને વિષે ક્યાં યે આરંભ ના રહે.
જ્યાં સુધી કૈંક આશા ને ઇચ્છાઓ દિલમાં રમે
સર્વારંભપરિત્યાગી થવાયે નવ ત્યાં સુધી.
એટલે કૈં કશા વિષે પ્હેલેથી આપણે કશું
વિચારવાનું ના રે'તું તે તે ઊઠ્યા વિના કશું.
આપણામાં રહેલા જે સંસ્કારો કર્મના સદા
પ્રેરાવે ને મથાવે છે એની રીતેથી કર્મમાં.
કર્મનું મૂળ તો આશા કામના તે બહુ વિધા
થશે જો ત્યાગ તેનો તો સ્વભાવે કર્મ ના થતાં.

આશા તૃષ્ણા તણું મૂળ સંસ્કારો ચિત્ત માંહીંના
સંસ્કારો તે બળ્યા વિના મૂળ ક્યાંથી જશે બધાં?

સંસ્કારોના પ્રવર્તાવ્યાં વર્તીશું જો ન આપણે
થશે તો જોર તેઓનું ઓછું ને ઓછું એમ તે.

અને પ્રારબ્ધનું જોશ વર્તમાને ન ચાલશે
તે વેળા જીવને સાચા થઈશું શેઠ આપણે.

સૌ અભિરુચિ સ્વાધ્યાયે જગાડી મનથી ખરી
વૃત્તિ સૌ મનની બીજી સમેટી લે તું ચિત્તથી.

બાર : ૬-૧૨-'૪૨

## કર્મમાં ત્રણનો સુમેળ

### અનુષ્ટુપ

થવું જેવું તમારે હો એનું લક્ષ ન જો રહે
જીવતું જાગતું હૈયે તો તે તેવા ન થૈ શકે.

જે જે કર્મ થતાં હોયે ઊંડો તે હેતુ કર્મનો
ભાવના તેવી ત્યાં રાખી ત્રણેનો મેળ સાધવો.

કર્મ ને જ્ઞાન ભક્તિનો ત્યાં સુમેળ જમાવીને
ત્રણેનો ખ્યાલ તો હૈયે રે'વો સાધકને ઘટે.

ખોટું કર્મ નથી રે'તું જો હેતુ સમજાય ત્યાં
હેતુ રે' સાથ જો ઊંડો હૈયે જીવંત ભાવમાં.

ભાવથી કર્મનું માપ જણાશે આપમેળ તે
પોતે સુધારી પોતાને શકે એ રીત નિશ્ચયે.

હેતુની શુદ્ધતા કર્મે વધ્યાં જેમ વધુ કરે
સ્વયંભૂ ભાવનું જોશ વધ્યાં તે કરશે હૃદે,

કર્મના હેતુનું ધ્યાન જીવને તેથી રાખજો
દોરાયેલાં ગમે ત્યાં હો કિંતુ હેતુ ન ચૂકવો.
આપણા ચિત્ત-સંસ્કારો બુદ્ધિ કર્માનુસારિણી
ભજવે ભાગ હેતુને ઢંઢાવવા, ઘડી ઘડી.
પૂર્વગ્રહો રહેલા છે સંસ્કાર બુદ્ધિમાં ઘણા
એનાથી જે જણાયેલું હોવા ના સત્ય સંભવે.
એવું જે સત્ય-મિશ્રિત જણાયે; એથી તોય તે
ભૂલાવે નાંખનારું છે જાણજો કદી થૈ પડે.
સંસ્કાર, બુદ્ધિનું જોશ, હેતુની શુદ્ધતા વિષે
ઘટે વાપરવાં તેથી ત્યાં ઘડી ઘડી ચેતીને.
સત્યનું અંગ એકાદું બુદ્ધિથી જાણી કો શકે
સમગ્ર સત્ય બુદ્ધિથી શકે જાણી ન કોઈ યે.
આશા, ઇચ્છા બહુ રીતે આપણા માંહિ જે સ્ફુરે
રાખવું ગાળવાનું તે હેતુના માપથી ખરે.
ભેળાવું આપણે જેમાં તેના આદર્શ-ભાવના
ખ્યાલ, ચિંતન ને ભાન હૈયે પૂરાં ઘટે થવાં.
આદર્શ તો નહીં આવે વરવા આપમેળ તે
જવું ત્યાં પડશે પોતે આદર્શ વરવા હૃદે.

## ઉપજાતિ

આદર્શ ટોચે ઉરભાવ વિના
કેમે કરી યે ચઢી કો શકે ના.

કરાંચી ; તા. ૨૪-૧૨-'૪૨

# જીવંત સાધના

## અનુષ્ટુપ

જે ભાવે કર્મમાં પ્રોઈ એને આદરીશું જગે
મોડો વ્હેલો પડે એનો નિશ્ચયે પડઘો હ્રૃદે.

કર્મનું તો પરિણામ આવવાનું જ છે, ભલા!
એના હેતુ તણા કાજે ખ્યાલ કેળવવો સદા.

એવા તે ખ્યાલની સાથે ભાવને હ્રૃદયે ઊંડો
રાખી એકાગ્રતા પૂરી ચિત્તને પ્રાણ ત્યાં ધરો.

ઊંડું પ્રેરાઈ હૈયાથી સર્વ કર્મે પ્રવેશવું
સંપૂર્ણ તે કરી એને પ્રભુપાદ સમર્પવું.

કર્યાં પ્હેલાં કર્યાં પૂંઠે વિચારો એ જ કર્મના
ઊભરાવા ન દેવાના ને રો' નિશ્ચિંત કર્મમાં.

આડાતેડા બીજા ખ્યાલો જેને કૈં આવતા રહે
મૂળ વિચારની સાથે જોડાયે નવ સાંકળે.

હૈયાની ચેતના મૂળ આપોઆપ ઝગ્યાં કરે
વર્તવાનું જ એ રીતે રાખવું જીવને જને.

વર્તવાનું બીજાં સાથે રાખવું વિણ–આગ્રહે
નિરાશા આપણાથી તો થવા દેવી ન કોઈને.

જાણવું બીજું કોને તે વિવેક તણોં રાખવો
પ્રસન્ન આપણે ને તે રહીએ તેમ વર્તજો.

પોતાના કામનો ખ્યાલ ગમે તેવી સ્થિતિ થતાં
છોડી દેવાય ના એને એ તો રાખવું લક્ષમાં.

કર્મ તો જન્મની સાથે બંધાઈને રહ્યું ખરે
ને છોડી ના શકે એને કેમે યે કરી કોઈએ.
તો પછી 'કર્મને કેવી રીતે ફેરવવું રહ્યું
આપણા લાભમાં પૂરું?' એટલું ત્યાં વિચારવું.
ભાવના ઉગ્રમાં ઉગ્ર ઊંડી ઊંડી ઉતારવી
કર્મને કરતાં તે જો વધે ના, થોભવું તહીં.
વેપારે નાખતાં પાસા ફાવતાં જ્યાં નથી કશું
રખાયે ખંચકાવાનું, કર્મમાં તેમ વર્તવું.
હેતુના ખ્યાલની સાથે વર્તતાં જ્ઞાન કર્મમાં
ઉમેરાતું જશે જાણે વણાયાં જતું આપમાં.
ભાવના કર્મની સાથે ઊંડી ઊંડી રહ્યાં જતાં
જ્ઞાન ને કર્મ સંગાથે ભેળવાશે જ ભક્તિ ત્યાં.
કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રિવેણીનો સુમેળ તે
જમાવવો રહ્યો પૂરો સાધનામાંહીં એ રીતે.
સાધના એ ત્રણે કેરો જીવતો જાગતો ફેંડો
જન્માવે ખ્યાલ ના તો તે સાધનામાં કમીપણું.
સાધનાહેતુ એવો તે જન્મવો કર્મમાં ઘટે
કર્મ ને સાધના જુદાં મનાશે પછી ના કશે.
સાધનાથી ઊંડું ઊંડું જે સધાયેલું આપણું
એને વાપરવાનું તે કર્મમાં સર્વ ધારવું.
બેટરીને થતાં ખાલી ફરીથી ભરવી પડે
ક્રિયા તે ભરવા એવી સાધના જાણવી હૃદે.
સાધનાથી નવી દૃષ્ટિ, પ્રાણ, ઉત્સાહ, સાહસ
ચેતના, પ્રેરણા ઊંડાં મળ્યાં સૌ કરતાં દિલ.

સાધના સંકળાયેલી રે'વી જીવનમાં ઘટે
'જીવન' 'સાધના' બન્ને ઓતપ્રોત થવાં ઘટે.

સાધનાથી જુદું એવું ક્યાં યે ના જીવવાપણું
જીવન સાધનાથી ના જુદું છે એમ જાણવું.

સાધનાથી બધો મેળ જીવને બેસવો ઘટે
તો જ તે સાધના સાચી જીવને જાણવી ખરે.

સાધનાની સ્થિતિ કેવી હોવી તે જાણવું ઘટે
એની અનેક સ્થિતિ તો ઊંચી નીચી થયાં જશે.

કાસારજળની પેઠે એને ના સ્થિર જાણવી
પલટાતો રહે સ્વાંગ એનો તો શો નવો વળી !

રખાવે ખ્યાલ પોતાનો પૂરેપૂરો ઊંડો હૃદે
સ્વભાવ પ્રકૃતિથી તે ચેતાવીને રખાવશે.

બુદ્ધિને સમતાયોગે સાત્ત્વિકી તે કરાવશે
નિરહંકારી તે એવો બનવા પૂરું જોમ દે.

સાધના ખાલી ના તે તો બનાવે છે ક્રિયાત્મક,
કર્મના વ્યવહારે સૌ પ્રેરશે ભાવ નિર્મળ.

વડોદરા જતાં ટ્રેનમાં　:　તા. ૯-૧૨-'૪૨

# ઝંખનાગ્નિ

**અનુષ્ટુપ**

'થવું છે, થવું છે' એવા પોકારો પાડવા થકી
થવાશે ના થવું જેવું, ઇચ્છા ઊંડી ભલે રહી.

ઝંખના તે થવા કેરી એકલી કામ શું કરે ?
બિચારી વાંઝણી એ તો ઠેરની ઠેર ત્યાં રહે.

ઝંખના જો પુરુષાર્થે ધક્કેલા મારતી રહે
એકની એક જગ્યામાં બેસી રે'વા ન દે પળે.

તો ય કેડો ન મૂકી દે આપણો ફરીને ફરી
ટકોર્યાં તે કરે ઊંડું ધ્યેય–પ્રાપ્તિ થવા ચહી.

જ્વલંત ઝંખના એવી જેના હૈયે જલી રહી
કૈં ન દુર્લભ એવાને, એવો પ્રાપ્તિ કરે બધી.

મન, બુદ્ધિ અને ચિત્ત, પ્રાણ, વૃત્તિ, અહં, બધાં
તેજસ્વી ઝંખના થાતાં ફેરવાયાં કરે સદા.

અગ્નિથી ભસ્મ સૌ થાયે કૂડું સોગણું હો ભલે
કૂડાનું ચાલશે ના ત્યાં ઝંખના–અગ્નિ જો જલે.

કૂડું સૌ જે, કૂડા રૂપે પછી રે'શે ન તે કદી
દિવ્ય રૂપાંતરે એવું ફેરવાઈ જશે નકી.

ઝંખના એવી તે હૈયે ઉગ્રમાં ઉગ્ર ભાવથી
–વર્ધતાં, યજ્ઞની જ્વાળા રીતે, અર્થ જતો સરી.

કરાંચી : તા. ૨૪–૧૨–'૪૨

# સાચો શરણભાવ

**અનુષ્ટુપ**

શરણ્ય જેની સાથેનું કેળવાતું હૃદે રહે,
એના તે ચિંત્વને ભાવ આપોઆપ સ્ફુર્યાં કરે.

પ્રેમ એના પ્રતિ ઊંડો હૈયામાં વધતો જશે,
આપણું મન એનામાં તેથી ડૂબેલું તો રહે.

સેવાની ભાવના સાથે ચેતના પરમેશ્વરી
ધારણા જો ન હો હૈયે દિવ્ય વિકાસ લ્હાણ શી?

એવાનામાંથી જો હૈયે તેવું તારવ્યું હોય ના
તો ચૈતન્ય તણો ભાવ સ્ફુરે ના જીવને કદા.

ચૈતન્યે ભાવના હૈયે ઠસે જેમ અનુભવે
તેમ તે ભાવ ત્યાં રે'શે તે વિના એ ન સંભવે.

વાસ્તવિકપણું ત્યાં ય સાધકે સૌ તપાસવું
જ્ઞાનપૂર્વક લેવાનું તેવું તેવું હૃદે ખરું.

ભાવનાના કશા વેગે કલ્પનાના પ્રવેશથી
તેવું ના માની લેવાનું રાખવું સાધકે કહીં.

આપમેળે ઠસી જાયે જે જે એવું ગ્રહી બધું
પોતાની જાતમાં તેથી પ્રવેશાતું પ્રમાણવું.

કેટલી સ્હાય ને હુંફ એનાથી મેળવાય છે
પ્રત્યક્ષ ભાવથી તેવું રાખવું જાણવાનું તે.

ચેતના એવી એને તે જ્યાં જ્યાં કામ કરાવતી
એનો જો હોય ના ખ્યાલ તો તે મિથ્યા પ્રમાણવી.

જેનો ખ્યાલ રહે સ્પષ્ટ દીવાની જેમ ચિત્તમાં
અસ્તિત્વ આપણી પેઠે ઘટે લાગવું એનું ત્યાં.
કરેલું એ વિના જે તે આડફંટે લઈ જશે,
સાધકે તેથી ચેતીને રાખવો ભાવ દિવ્ય તે.
એવું મહત્ત્વ ત્યાં દેવું સ્થૂળથી સૂક્ષ્મમાં જવા
એ રીતે જો જવાતું હો તો પ્રમાણવું યોગ્ય ત્યાં.
આંધળી સાધના ખોટી એનાથી લાભ શો મળે?
આંધળા વ્યવહારોએ ચાલતાં, કશું ના મળે.
વ્યવહારે કંઈ હેતુ હોય જે તે રીતે તહીં
-પ્રવેશાવાનું રાખો છો, તેવું સૌ સાધના મહીં.
ચાલવા જો ગમે તેમ જશો તો ગબડી જશો,
કિંતુ તે ચાલવા કેરો મર્મ જાણી પથે રહો.
બધાંનું કામ પોતાની સાધનારીતથી કરો
પોતાને માટ જે રીતે કરો, તે રીતથી કરો.
ઊંડો ભાવ તહીં પ્રેરો ઉત્સાહે ભાવથી કરી
શરણ્યભાવ હૈયાથી કેળવ્યાં કરવો ચહી.
કેળવાતાં જતાં ઊંડો એવો ભાવ પ્રભુ તણો
પોતાને આપ જોશે ને પ્રકૃતિનો સ્વભાવ શો!
જોવાશે પ્રકૃતિરૂપ કોઈનાં એવાં વેળ તે
દોરાવા દેવું ત્યાં તો ના છતાં આપણું લક્ષ જે.
જીવને પ્રભુનો ભાવ પૂરેપૂરો દૃઢાવવો,
કર્મ-સાધન તે જાણી પ્રેમભાવે કર્યાં કરો.
હૃદે શરણ્યનો ભાવ કેળવાતાં પ્રમાણ સૌ
અનુભવાય પ્રત્યક્ષે ત્યારે તે સાચું જાણશો.

એમનું એમ જો કાંઈ ગ્રહી લેશો હૃદે તમે
તો કાચું એટલું રે'શે ઘડાવાશે ન પાકું તે.

શરણ્યમર્મની ગાથા એની ઊકલતી જશે,
પોતાની ગૂંચ તે પોતે શકે ઉકેલી જીવને.

શરણ્યભાવ તે દિવ્ય ઊગતાં ઊગતાં હૃદે
આડું તેડું રહેલું તે આપમેળે ખસ્યાં જશે.

એવી રીતે બધું જે તે આપણામાંનું કૈં હશે
કરીને ઘર બેઠેલું જતું તે તે દીસ્યાં કરે.

એવું પ્રત્યક્ષ તે રીતે જ્યારે અનુભવે ઊગે
ચેતનાશક્તિનો ભાવ સાધનાથી ફળ્યાં કરે.

જીવતી જાગતી ત્યારે સાધના જીવને થશે
'ભક્તિ, જ્ઞાન અને કર્મ ધ્યાન' સુમેળ જામશે.

સર્વ કૈં જાતનાં ત્યારે અશાંતિ–કારણો ભલે
આવતાં, ત્યાં રહે શાંતિ આપોઆપ ખરી હૃદે.

ભોગવા પ્રાપ્ત કર્મોથી ત્યારે વૃત્તિ થશે નહીં,
કંટાળો કૈં કશાથીયે આવશે ના હૃદે જરી.

એવાં પ્રમાણ પ્રત્યક્ષે જીવને સૌ અનુભવી
શરણ્યભાવની હૈયે સાધનાને દઢાવવી.

કર્મ તે કર્મ ના પોતે; સંજોગે કરીને મળે
સાધનાને દઢાવાને એને વાપરવાં ઘટે.

વિશ્વના વ્યવહારો સૌ પ્રભુની રચના લીલા
અનુભવે જણાશે તે સંધાતાં લક્ષ એમ ત્યાં.

એવું તે સર્વ વાતે જ્યાં આવે અનુભવે બધે
શરણ્ય ભાવ જન્મેલો જીવને જાણવો હૃદે.

બીજાનું રૂપ જેવું હો તેનીયે સાથ એકતા
સહાનુભૂતિ રાખીને તેવો તો વર્તશે સદા.
વર્તવું તેમ કો સાથે જીવને રાખવા જતાં
ભૂલ તો ખાઈ બેસીશું પોતામાં દૃઢ ના થતાં.
કોઈનું તેમ જોઈને આપણે નવ વર્તવું,
આપણે સાધના રીતે જે તે કો સાથ વર્તવું.
જાગૃતિ ચેતનાયુક્ત કર્મમાં લક્ષ વેર્યાં રે',
કર્યાં તે કરવું પ્રાપ્તિ ભાવની કાજ સૌ તહીં.
પ્રત્યેક કર્મમાંથી જો મળેલો ભાવ પારખો,
યોગયોગ્ય થયેલું તે જાણવું હૃદયે ખરું.
પ્રમાણો એમ પ્રત્યક્ષે જાણી, નાણી જ જીવવું,
છતાં મહત્ત્વના ભાવે સાધનામાં રહ્યાં જવું.

ત્રિચિ : તા. ૩-૨-'૪૩

## ચૈતન્ય-સ્વીકારભાવ : ૧

### અનુષ્ટુપ

શરણ્ય ભાવનામાં જ્યાં સ્વીકાર દૈર્વા તત્ત્વનો
જેમ જેમ થતો રે'શે, ખીલશે આત્મશક્તિ સૌ.
તે સ્વીકાર થવા કાજે ભૂમિકા ભાવયોગ્ય તે
જીવને આપણી પૂરી પાકેલી હોવી ત્યાં ઘટે.
યોગની યોગ્ય તે વેળા લેવાશે લાભ સૌ ખરે
ફસાઈ ભ્રમમાં આડે તે વિના તો જશો પથે.
ચૈતન્યભાવ-સ્વીકાર થયો યોગ્ય હશે હૃદે,
એનાં યે સૌ પ્રમાણો છે, યદ્દા તદ્દા ન ત્યાં હશે.

વૈજ્ઞાનિક રીતે જોવાં પ્રમાણો હોય ચોક્કસ,
તેનાથી યે વધુ ત્યાં તો સ્પષ્ટ તાદૃશ લક્ષણ.
સ્વીકારભાવ ચૈતન્ય થતાં આધાર જીવને
નવાંકુરિત ભાવોથી કર્મે દોરાઈશું પથે.
સ્વભાવજન્ય જે શક્તિ તેનાથી કોટિ તો ખરે,
થાય ઉદ્ભવ શક્તિનો એવું અનુભવે ઝરે.
પ્રકૃતિ-પલટો ત્યારે પ્રત્યક્ષે જોઈશું ખરો
ઉદ્ભવાયેલી શક્તિનું ભાન-જ્ઞાન થતું જુઓ.
ચંચળ પ્રકૃતિરૂપ તે પેઠે થાય કામ ના
એકધારું, દૃઢ, સ્થિર જ્યાં ત્યાં કામ કરાય શાં!
કશું યે ના મૂકી દે છે જીત્યા વિના કદી ય તે
સ્વભાવને વિના જીત્યા છોડે ના નિજ રૂપ તે.
ઓળખાયે બધાં કર્મો જિતાયેલા સ્વભાવનાં
જીવને એવી રીતે ત્યાં સાધનામાં જવું રહ્યાં.
હૈયે ચૈતન્ય સ્વીકારી સ્વભાવ પલટાવવા
ઘટે વાપરવું તે તે રહી સ્વીકારતાં તદા.
સાધનાભાવ-વૃદ્ધયર્થે સ્વીકાર મુખ્ય લક્ષણ
ગ્રહાતો જાય તે જેમ પ્રકૃતિ પલટાય ત્યાં.
એકલો માત્ર સ્વીકાર આવે ના ખપ કોઈ દી
એનાથી કર્મને યોગ્ય લેતાં તે વધશે નક્કી.
જિજ્ઞાસા એની હૈયામાં ઊંડી કેળવતાં જજો
'કેમ તેવું થવા ઇચ્છો' ચિંતવી તેમ સૌ, ધપો.
'જ્યાં જવા નિરધાર્યું છે તે દિશામાં જવાય છે
-કે ના,' પથે જવાતાં તે કરો વિચાર ત્યાં હૃદે.

પોતાના પંથમાં પોતે છીએ કે ના છીએ ખરે
એનું જ્ઞાન હૃદે ત્યારે પૂરું સાધકને સ્ફુરે.
પરિસ્થિતિ વિષે જેવી મુકાયેલાં તમે હશો
એનો- શો ધર્મ ને હેતુ તે કળાતો રહે ખરો.

સ્વભાવ મૂળનો ત્યારે પલટાયાં કરે બધો
જણાતાં જીવને તેમ પથે યોગ્ય તમે હશો.

તે વિનાયે બીજાં માપો એવાં સ્વીકારનાં ઘણાં
ગણાવ્યેથી નથી લાભ, મેળે પ્રત્યક્ષ સૌ થતાં.

સૂર્યની સાબિતી કાજે કોઈ બીજાં પ્રમાણ ના;
મેળે અનુભવાયે તે; તેવું ચૈતન્યભાવમાં.

પ્રકાશ સૂર્યથી લાગે, સૂર્યથી તાપ લાગશે;
ઘણા લાભ મળે બીજા સૂર્યનાં કિરણો વડે.

વરસે મેહ એનાં તો ચિહ્ન સ્પષ્ટ જણાય છે
પ્રભુનું દૈવી ચૈતન્ય લાગતાં× તેવું થાય છે.

ચૈતન્યભાવની જેવી જેવી હો ભાવના હૃદે
હૈયે સ્વીકાર તે થાય, તેવું તે ઘડતો પથે.

સૌ પ્રત્યક્ષ પરિણામો આપણામાં થયેલ જો
એનાથી નિરખાયે તે થયો સ્વીકાર, યોગ્ય તો.

એકધારું વહ્યું જાવું સાધના-યજ્ઞમાં ઊંડું
જન્માવે ભાવ શો હૈયે અલૌકિકપણા તણો!

સ્વભાવ વર્તતો કેમ સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતે
તાટસ્થ્યે જ્ઞાન એવું તો સાધકે જાણવું ઘટે.

× સ્પર્શતાં

વળાંકોમાંથી તો તો ત્યાં થવાશે પાંસરું સીધું,
બાકી સ્વભાવનાં મૂળ મેળે ના પલટાય સૌ.
'દૈવી ચૈતન્યનો ભાવ પૃથ્વીની પ્રકૃતિ મહીં
-ઠરે ના તે કદી' એવું જાણવું સાધકે સહી.
દૂધ સિંહણુ કેરું તો સોનાપાત્ર વિષે ઠરે
ભૂમિકા એવી હૈયાની તે યોગ્ય કરવી ઘટે.
કરંતાં જઈએ જેમ તે સ્વીકાર, સ્વભાવથી
ચૈતન્યે તે સ્વીકારાવો ઘટે ઉન્મુખી ભાવથી.
કરી સ્વીકાર તે શક્તિ ઊર્ધ્વ આરોહણે બધી
વાપર્યાં કરવી જ્ઞાને હેતુમૂલક લક્ષથી.
બન્ને એવી રીતે ક્ષેત્રે સાધકે વર્તવું પથે
તે વિના ના થશે કામ યોગયોગ્ય કશી રીતે.
ત્રિચિ : તા. ૪-૨-'૪૩

## ચૈતન્ય-સ્વીકારભાવ : ૨

### અનુષ્ટુપ

પ્રભુચૈતન્યશક્તિની શકયતા શી શી ત્યાં હશે!
માનવી-કલ્પનામાં તે આવી કેમ કરી શકે?
જીવને યોગ્યતા થાતાં જેવા જેવા પ્રમાણથી
કરાતો જાય સ્વીકાર જાગે ત્યાં ભાવ તે રીતિ.
એક બાજુ થવાનું છે ભાવને યોગ્ય જીવને
શક્તિ-સ્વીકાર આધારે ઘડાવાનું પછી બને.
શ્રદ્ધા વિશ્વાસથી જે કૈં બેઠેલી કલ્પના હશે,
કરેલો એથી સ્વીકાર રહેશે અધૂરો હૃદે.

સત્ય હકીકતે પૂરો જણાયેલો ન જો હશે,
તો વાસ્તવિકતા પૂરી આવશે એની ના હૃદે.

વાસ્તવિકપણે સત્ય સ્વીકારાયેલું જેટલું
કામ તે આપવાનું છે* હદાશે એર્થો ના પછી.

પ્રેમ, આદર ને શ્રદ્ધા વિશ્વાસ, બેસતાં જતાં
પોતાનો ધર્મ એવાને ત્યારે તો સૂઝતો જશે.

ધર્મના પાલને એવા નદીના વ્હેણ પેર જો
વહ્યાં જો કરીએ ભાવે યોગ્ય તે ભાવ માનજો.

ને એવા પાલનેથી જો કશું ત્યાં ના મળ્યાં કરે
વ્યર્થ પાલન તે જાણો સૂઝેલું યોગ્ય ના હશે.

એવું પાલન જો યોગ્ય જીવને સૌ થયું હશે
સ્વીકાર દૈવી શક્તિનો આપ મેળે થયાં જશે.

'ધર્મપાલન' 'સ્વીકાર' બંને મહત્ત્વનાં ખરાં
બંનેની યોગ્યતામાં તો સાધકે વર્તવું સદા.

એકને છોડીને બીજું લેવા સાધક જો જશે
ભ્રમણામાં પડી પોતે તત્ત્વને તે ગુમાવશે.

આપણે એકલાયે તે બધું યે કરવાનું છે
રહ્યું બનાવવાનું ત્યાં આપણે ભાવ સાથ તે.

ના'વે વર્તાવવા મેળે એ તો આપણી સાથ તે
હૈયે ઉમળકા ભાવે આપણે ત્યાં જવું પડે.

ક્યાં ક્યાં આધારમાં યોગ્ય સ્વીકાર માટ ના કશું
ખોળી ખોળી બધું તેવું નીંદવાનું કર્યાં જવું.

---

* આવવાનું છે.

ઊગવામાં પછી ફાલ નડે જેથી ન કૈં કશું
ખેતી જીવનમાં એવી ખંતભાવે કર્યાં જજો.
ખેતી કર્યાં જતાં એવી ખ્યાલ શા કાજ તે થતી
-આપોઆપ ઠ્ઠે જો રે', યોગ્ય તે ખેતી જાણવી.
કર્મે તે બેઉ સુમેળ આપણો બેસવો ઘટે
એકધારું વહેવાવું બંનેમાં યોગ્ય તો થશે.
ત્રિચિ : તા. ૬-૨-'૪૩

## મુક્તનો અંતરંગ સ્વભાવ

### અનુષ્ટુપ

વિકાસ આપણા માટે હેવાનો પ્રેમ આપણે
પ્રેમ, આદર, ને શ્રદ્ધા, વિશ્વાસ પણ તે રીતે.
જો બધાં યોગ્યતામાં તે અપાયાં કરતાં રહે
પરિણામે ફળેલાં સૌ લાગવાં ઘટતાં દીસે.
કર્મના ફળની આશા રાખવાની નથી ભલે
છતાં પ્રાપ્તિ નથી તેની માનવાનું ન એવું તે.
ધાર્યાં ત્યાં કરવી આશા તેવું ના રાખવાનું તે
ધારણા-હેતુ જેવો ત્યાં કર્મમાં તેવું ત્યાં ફળે.
આચર્યાં કરવાનું તે યોગ્ય જો ફળતું દીસે
યોગ્ય આચરવા કેરો યત્ન તો ચાલુ રાખજો.
ફળંતું જાય શું એમાં દ્યો મહત્ત્વ ન ઝાઝું કૈં
આપમેળે જણાતાં તે યોગ્યતામાં પ્રમાણજે.
સાધના આપવા કેરી જીવને જાણવી ઘટે
સાધના-ભાવનાથી સૌ કર્મને કરવાં પડે.

કર્મમાં સૌ પ્રવેશોવું ભાવના-વૃદ્ધિ અર્થ તે
સાધકે ખ્યાલ તે ઊંડો રાખવો કર્મ અંતરે.
જે કૈં સૂઝેલું હો યોગ્ય સ્વીકાર કરતાં જવું
ચેતના-જાગૃતિવાળો એમાંથી પામતો ઘણું.
એને યે પ્રકૃતિ દક્ષ સૂક્ષ્મ સૂક્ષ્મ રીતે કરી
પછાડવા જશે તેથી સાધકે જાણવી રહી.
આપણું શુભમાં શુભ વાંછીને વેષ તે લઈ
આપણી રીતમાં પેસી ભોળવ્યાં કરશે પછી.
ચકોર કોઈ ચેતેલો જીતી પ્રકૃતિ પાર તે
કૃપાથી શક્તિ ચૈતન્યે ઓજસે દીપશે હૃદે.
એવાનાં લક્ષણો કેવાં વ્યવહારે જણાય તે
એને તો સર્વ કોઈ તે ઓળખી ના શકે કશે.
ક્યાંક ઊંધો, છતો ક્યાંક, કશે તે આડું વર્તશે
એવાનાં સર્વ કર્મોમાં હેતુ ન્યારો રહ્યાં કરે.
એ હેતુને હૃદે જેઓ ખોળી લે જ્ઞાનભાવથી
જીવને ઘડવા કેરી ચાવી તે સૂક્ષ્મ મેળવે.
અર્થ વિના બકાયેલું કે સંકેત વિનાનું તે
અન્યથાવૃત્તિવાળું હો તેવું એનું ઘણું ય તે.
સર્વને એક રીતે તે ભાસશે એકરૂપ ના
કોને વિકૃત રૂપે ને કોને સીધો જણાય ત્યાં.
જે જે કો પામવા કેરી ભૂમિકા યોગ્ય હો હૃદે
તે તે મેળવશે તેવું તેમાં સંશય ના ખરે.
એને જે માપવા જાય, એની કસોટી જે કરે
મોડાવ્હેલા પડે હેઠા, ચોળતા હાથ તે રહે.

પેલાને તો કશું ના છે, પોતાનામાં રમ્યાં કરે
બધું બાહ્યાંતરે જેવું પ્રતિબિંબ વડે જુએ.

બે આંખો રાખીં પોતામાં ત્રીજીથી ખેલ નીરખે
એને ખોવાનું ના ક્યાં યે, પ્રાપ્તિ-આશ ન ક્યાંય છે.

જે તે સંબંધીઓ સાથે વર્તશે તે જુદો જુદો
નૈસર્ગિકપણે એવો પોતા જેવો પ્રવર્તતો.

છતાં એનું બધું ઊંધું, એવો સરળ વર્તને
જેવી જેની હશે વૃત્તિ તેને તે તેમ લાગશે.

ઠેકાણું કોઈ વાતે ના, ઠેકાણું સહુ વાતમાં,
વિરોધાભાસીં ગુણોનો એવાનો મેળ લાગતો.

બંધાયેલો અને મુક્ત રાગી વિરાગીં લાગશે
છતાં એવો ન છે તે તો, એનો ભાવ વિરાટ છે.

ભાવના જુદીં જુદીમાં જેવું વર્તન બાળનું
સ્વાભાવિકપણું એનું તે ઉચ્છૃંખલ લાગતું.

એની તે વૃત્તિ ના એક, એક શી લાગતી ભલે
બધે રોકાયેલો રે' તે વિચરે વૃત્તિથી બધે.

એક બાજુ વહે ક્યારે, બીજી બાજુ વળી સ્થિર,
ત્રીજી બાજુ જુએ જુદું, જુદો જુદો છતાં નથી.

લક્ષણો ક્ષેત્ર ને દિશા એનાં ના એકદેશીંય
એવાને માનવી-માપે માપી કેમ શકાય રે ?

માનવી બુદ્ધિનામાં તો એની પ્રવૃત્તિ ના ઠસે
એની પ્રવૃત્તિ, નિવૃત્તિ બેમાં ભેદ ન છે કશો.

એના કર્તવ્યમાં ના છે કાંઈ કર્તવ્ય એક શું
કશું જ્યાં એ કરે ના ત્યાં તોય તે કરતો ઘણું

એની વાણી મહીં કૈંકૈં ભેદ જુદા જુદા રહે;
એમાંથી મર્મ કોઇએ પૂરો ખોળી નહીં શકે.

આરસી સામને આવી જે કો ઊભું જરી રહે
પ્રતિબિંબ છતાં ત્યાં યે પડી એવાનું ત્યાં જશે;
પરવા છાંયની સાથે આરસીને કશી ન તે.

થયાં ત્યાં સૌ કરે જે તે એવાની આસપાસ કૈં
એનામાં આપમેળે તે આવીને લુપ્ત થાય છે.

પ્રભુની દિવ્ય શક્તિ તે કામધેનુરૂપે હૃદે
એને જે ભાવનાથી કો સ્તવે તે રૂપ તે થશે.

ત્રિચિ : તા. ૮–૨–'૪૩

## સાધનાની અનિવાર્યતા

### અનુષ્ટુપ

પ્રભુની દિવ્ય શક્તિ તે વિશ્વમાં સચરાચરે
હજારો રીતથી વ્યક્ત પોતે કેવી થયાં કરે!

ઝાડમાં ઝાડ રૂપે તે, પાણીમાં પાણી રૂપ તે
ચેતના–મર્મની રીતે આવિર્ભાવ રૂપે ઠરે.

સર્વના મૂળમાં જોતાં ચૈતન્ય–શક્તિ વાસ છે
વૈજ્ઞાનિકો કહે એવું, પ્રયોગે સિદ્ધ તે કરે.

જો તે હો સત્ય તો કેમ એને જોઈ શકાય ના?
પ્રશ્ન એ ઊઠતો સૌને. વચ્ચે વિક્ષેપ ક્યાંક ત્યાં.

ઇંદ્રિયો, મન ને ચિત્ત, અહંકાર તણા રૂપે
ભેળવાયેલી તે ભેગી જુદી કેમ કરી જુઓ?

સોનામાં કૈંક ધાતુઓ ભળેલી ભેગી જો હશે
ભઠ્ઠીમાંયે તપાવ્યાથી એકલું સોનું ના મળે.
કસોટી આકરીમાં તે શી જાતે ઉકળાઇને
કારીગર તણા હાથે પડે શોધાવું એહને!
બીજી ધાતુ ભળેલી જે આપોઆપ ઊડી જશે
તેજાબે સંધિ ત્યાં થાતાં તત્ત્વ સોનાનું માત્ર રે'.
તેવી રીતે ભળેલી છે ભેગી ચેતન્ય-શક્તિ જે
સર્વથી જુદી પાડી જે શકે, તે નીરખી શકે.
ઇંદ્રિયો, મન ને ચિત્ત બુદ્ધિ, પ્રાણ વળી બીજાં
અહંકારાદિથી નોખું થવાનું રહ્યું ત્યાં સદા.
તે બધાંથી થયા વિના પૂરેપૂરું જુદું હૃદે
આત્માની દિવ્ય શક્તિ ના પમાયે અન્ય કો રીતે.
થવું કેવી રીતે જુદું તે તે સૌમાંથી જીવને?
તે તે સૌના સ્વભાવે ત્યાં વર્ત્યાં ના કરવું કશે.
દૃઢ ટેવ થતાં એવી થવાતાં જુદું સર્વથી
આત્મનું તત્ત્વ શું છે તે જાણશો પામશો હૃદે.
સૌના સ્વભાવથી જુદું વર્ત્યાં કેમ જવું ખરું
એની ચાવી બતાવે કો? કેમ તે રીત વર્તવું?
બુદ્ધિથી સમજાયે આ ખ્યાલમાં બેસતું બધું
વર્તને તે છતાં ના'વે, ભારે મુશ્કેલ કોયડો.
પ્રચંડ સાધના ઉગ્ર તે કાજે કરવી પડે
તે વિના એ નથી શક્ય ઉપાયે કોઈ રીતિએ.
લાખો વાર કંઈ બોધ સાંભળ્યાં કરશો ભલે
જશો કોટિ ય વારે છો સંતના ય સમાગમે.

શાસ્ત્રનાં ચિંત્વનો ઊંડાં ને અભ્યાસ કરો કર્યાં
તો યે ના તે પમાવાનું વિના કૈં સાધના કર્યાં.

જ્વલંત સાધનામાં જે પોતાનું સર્વ હોમશે
તેવો સૌના સ્વભાવેથી વર્તવું જુદું જાણશે.

સાધના માત્ર ઉપાય એકલો એક ત્યાં ખરો
શક્તિને પામવા કેરો, ફાંફાં બીજાં બધાં ગણો.

ત્રિચિ : તા. ૯–૨–'૪૩

## સાધકનાં લક્ષણો

### અનુષ્ટુપ

પ્રેમ પાથેય સૌ ગુણો ઊંડા કેળવવા પડે
વેપારે બુદ્ધિ ના જોડયે ખેડી વેપાર ના શકે.

વેપાર ખેડવા કાજે જે જે ગુણો જરૂરો છે
ઉપયોગ ગુણોનો ત્યાં કેવો વાપરવો પડે !

વેતરો ઝીણુંઝીણું ત્યાં; કમાવું શક્ય હો બધું
ખેંચી તે લાવવાને તો મથાયે આપમેળ શું !

પોતાનું કામ જે માન્યું બુદ્ધિ તેમાં ઊંડી ખૂંપે;
ખૂંપતી જાય જો બુદ્ધિ, વરેલા કામને ગણો.

જે તે સર્વસ્વ ભાવે તે વરેલું ક્ષેમ લાગશે
સદા તેવો રચ્યો રે'શે તેમાં એકાગ્ર જીવને.

એવાનું ચિત્ત તો બીજે જશે દોડી કદાપિ ના
પોતાના કામમાં રૈ' તે સ્હાય લીધાં કરે સદા.

સાધના ગૂંચમાં બુદ્ધિ કર્યાં ઉકેલ જો કરે
ખૂંપેલા સાધનામાં તો જાણવું રહ્યું સાધકે.
રસ સ્ફુર્યાં કરે પૂરો મળેલાં કર્મને વિષે
જીવને ચાલતું ગાડું ચીલે, તો તો પ્રમાણજે.
એવાના કામમાં આવ્યાં આડાંફેલાં કરે ભલે
તો ય કૈં વ્યગ્રતા તેથી એવાને ના થશે કશે.
પ્રસન્નતા સદા કામે રાખીને રાચતો રહે
જે તે આવે ભલે તેમાં દોરવાશે ન તે ઊંધે.
પોતાના ધ્યેયની સામે માંડીને મીટ જે મથે,
તેનાથી ચ્યુત કો રીતે કેમે યે તે નહીં થશે.
બુદ્ધિ, દલીલનાં જાળાં બીજાંનાં ભેદી ના શકે
તર્કપરંપરાને તે પ્હોંચી છો ન શકે ભલે.
મથે ચળાવવા એને પોતાના ટેકથી બધાં
તો યે ત્યાં સ્થિર રે' એવો, આપે ના મચકે કશે.
પોતાથી સૌ જતું ઊંધું દેખશે, તોય ધ્યેયને
છોડી તેવો ન દેશે ત્યાં, ચોંટી રે'શે મથી હૃદે.
છોડી દીધેલું સૌ એણે લાગશે નિજ કો સમે
આઘું એનું છતાં લક્ષ ધ્યેયથી ના જતું હશે.
ધ્યેયની પ્રાપ્તિ શી રીતે વ્હેલી જે થકી સાંપડે
એવો માર્ગ જણાતાં જ ગ્રહી લે આપમેળ તે.
એવાનું એવું ઊંધું તે ધ્યેય-આદર્શથી પથે
લાગશે સર્વને તોય એને તે પકડી રહે.
એવાના સર્વ સિદ્ધાંતો સ્થિર છે ના બધી પળે
વિકાસ પામતા રે' તે, એકના એક તે ન રે'

ધ્યેયની સન્મુખે દૃષ્ટિ એવાની તો રહ્યાં કરે
ધ્યેય એ મુખ્ય છે એને, બીજું ગૌણુ બની જશે.

આજની વાત તે કાલે એવાની બીજી લાગતાં
પરિસ્થિતિ પ્રમાણે તે વર્તતાં ખંચકાય ના.

લોકોની ના પડી એને, પોતાની કાજ તે જુવે;
આત્મવિશ્વાસ એવો છે એના તે દિલમાં ખરે.

એવાના સત્યની વ્યાખ્યા લોક ના સમજી શકે
લોક તો સર્વ વાતોમાં સ્થિતિચુસ્તપણું જુએ.

લોકબુદ્ધિ પરે રૈ તે ઉવેખે લોકને ન તે
સમજે લોકને પૂરું એના જેવું બીજું ન કો.

ભલે બીજું કહે લોક એવાને, તો ય લોક તે
પૂંઠે પૂંઠે જવાના છે, એમાં સંશય ના કશો.

યોગ્ય કલ્યાણના અર્થે એની પ્રવૃત્તિ તે બધી
લોકનું ના કરે ચીંધ્યું, તે લોકોત્તર સૌ સ્થળે.

ત્રિચિ : તા. ૯–૨–'૪૩

## કાર્યની ધૂન

### શિખરિણી

ગમે તેવાં મોટાં પણ થઈ શકો ચાહ દિલ જો,
ગમે તેવાં મોટાં પણ થઈ શકો હોંશ મન જો;
ગમે તેવાં મોટાં થઈ જ શકશો હામ દિલ જ્યાં
ગમે તેવાં મોટાં જરૂર બનશો, કામ કરતાં.

### ઝૂલણા

કામની લઢણુ ના લાગશે જ્યાં સુધી,
ત્યાં સુધી કામમાં કૈં ન ફાવે;
કામમાં ચિત્તને પ્રોઈને બેસતાં,
કામમાં અવનવો રંગ જામે.

હાથ બે જોડીને કો ન બેસી રહે,
કામ કરતાં જગે સર્વ દીસે;
કામનો રંગ બેસી જતાં ચિત્તમાં,
લ્હેર હૈયે ચઢે પ્રેમરંગે.

કામમાં લીન થૈ તાન એનું ચઢયે,
કામ ને કામ બસ કામ સૂઝે;
એ જ લગની હૃદે લાગજો સર્વને,
પ્રેમસંદેશ છે પ્રેમી સહુને.

કામની સાધનાની તમન્ના ઊંડી
હૃદયમાં લાગતાં પ્રેમ જાગે;
પ્રેમ જ્યાં લાગશે ભક્તિ ત્યાં જન્મશે,
ધૂન ત્યાં એકની એક રે'શે.

કરાંચી : તા. ૨-૩-'૪૨

# કર્મમહિમા

## વસંતતિલકા

તું તો હયા તુજ ધરીશ ન કૈં લગાર,
થા તું પ્રતિ જઈર કાળની જેમ ક્રૂર;
લીધા વિના સખત કામ ન છૂટકો છે,
ઊંઘ્યા વિના ઝટપટે તુજ લાગ કામે.
જે કૈં કહ્યાં કરું તને નથી એ લવારો
એ છે જરૂર તણખા ઉર–આગના જો;
એ ઠારવાનું તુજ હાથ સખે ! રહ્યું છે;
રાખી કૃપા નજર, ખૂબ તું મસ્ત રે'જે.
આનંદમાં દિન બધા વીતવ્યા કરીને
જે કૈં થતું તુજ કર્યાં કરજે ઉમંગે;
જ્યાં કૈં થવાય મન તંગ, સવેળ ચેતી
પાછું પ્રફુલ્લ બની કામ તું હાથ લેજે.
ના કામ મુખ્ય, પણ કામની ભાવના છે,
એ સૂરને સતત જાળવી રાખ હૈયે;
એ ભાવના દિલ જતાં સમજાઈ પૂરી
મેળે જ એની બનશે તુજ કાર્ય રંગી.
શું 'કામ' 'કામ' જગલોક બકે નકામાં,
એ તો કર્યા વગર કોઈ શું બેસી રે'તાં ?
છે ભાવની બઢતી કાજ જ કામ સર્વ,
એ લક્ષ ચિત્ત ધરી કાર્ય કરો બધાં ય:
ના હોત કામ, જગ થાત પ્રવેશ કેમ ?
ના કામ હોત, ઠરતે મન કેવી રીત ?
ના હોત કામ, મળતે કહીંથી જ વેગ ?
ના કામ હોત, સ્ફુરતે ઉર ક્યાંથી પ્રાણ ?

ના કામ હોત, ઉર વેઠ ન કાંઈ હોત,
ના હોત કામ, પરિવાર ન પત્ની હોત.
ના કામ હોત, જગ હોત ન પંડ પોતે,
ના હોત કામ, સહુ સૂત જ અંધકારે.

એ કામ એક કણુથી કંઈ લાખ આપે,
એ કામ પથ્થર થકી પ્રભુમૂર્તિ આપે,
છે કામ ઊર્મિ, રસ, રંગ જમાવનારું
છે કામ શક્તિપ્રદ ચેતન પ્રેરનારું.

જો કામ છે, બધુંય છે, નવ કામ, કૈં ના;
આધાર કામ હૃદમાં સહુ રીત પ્રોવા;
છે કામ સાધન જ પ્રકૃતિ જાણવાને,
છે કામ ભાવ પ્રભુનો જગ રેલવાને.

જે કામ ચિત્ત, મન, બુદ્ધિ શમાવવાને
તે કામ અંગ સહુ ચેતન ધારવાને;
છે કામ દિવ્ય પ્રભુ આહુતિ યજ્ઞની જે
તે કામ જ્ઞાન પ્રભુભક્તિ કરાવવાને.

સૌ કામ છો પણ કરો, નવ રાગ રાખો,
તે તે થતાં હૃદયમાંહિ તટસ્થ વર્તો;
થાતાં, થયાં પછી, કશું કંઈ લેવુંદેવું
જાણે ન હોય મન એમ પૂરું દઢાવો.

જે કામથી મન ડરે, કરી તે શકે શું ?
જે કામથી મન ડરે, મન ઠારશે શું ?
જે કામ અંતર તણા, રસને પ્રવેશી
જો તે કર્યાં જ કરશે, મળશે જ શાંતિ.

પૂરેપૂરું હૃદ સમર્પણ પદ્મપાદે
મારે તને કરવું છે બનતા પ્રયાસે.
રાખ્યાં કરીશ મન તારી પ્રતિ હું ખુલ્લું
ને સૌ કહ્યાં કરૉશ, કામ કરીશ જે હું.
તારું નિરીક્ષણ કર્યાં કરતો રહેજે
તેથી તું દોષ ભૂલ ખોળી શકીશ સર્વે;
ને તે મથ્યાં જ કર નિત્ય સુધારવાને
માંગી કૃપા હૃદય જાગૃત એમ રે'જે.

પ્હેલાં કરી જ મન ત્રેવડ 'ક્યાં જવાનું'
લીધો જ માર્ગ, પછીથી હઠવાનું કેવું!
શ્રદ્ધા ધરી હૃદતરંગ જમાવતા રૈ',
આગે બઢ્યાં નિત કરો, નિજ કામ સાથે.
'સર્વસ્વ શક્તિ મુજ નિશ્ચય વાપરીશ
'ધાર્યું ગમે ત્યમ કરી પણ મેળવીશ;'
વિશ્વાસ એમ હૃદયે દૃઢ કેળવીને,
બેસીશ ના જરીં ન જંપૉ ઠરીશ ક્યાંયે.

એકાગ્રતા જગત કામ કરાવતી જે
તે શક્તિ ધ્યાન, જપ, ત્રાટક કામ આવે;
એકાગ્રતા જયમ વધે ઝટ ઊકલે સૌ
ને એ વધી દૃઢ થતાં, ઉર પ્રાપ્તિ પામો.
સતાપ લેશ ન કશા ય તણો થવા દો,
ના આમ તેમ કશું ઇચ્છવું કૈં વિષે હો,
જેવું થયાં જયમ કરે ત્યમ તે થવા દો,
એકાગ્ર રે'વું પણ સાધન-રંગમાં તો.

હરિજન આશ્રમ, : તા. ૨૯-૩-'૪૨
સાબરમતી

## કર્મ–પ્રભુદૃષ્ટિ જન્માવવા

### વસંતતિલકા

પોતાની મેળ બનતું જ્યમ થાય જે જે
ના આડખીલી બનવું, સહુ તે થવા દ્યો;
પોતાનું ડા'પણ ન ડો'ળવું ત્યાં કદી યે
ને તે વિષે મન વિચાર ન ઊઠજો યે.

### શિખરિણી

પ્રસંગો સર્વેથી કંઈ કંઈ નવું શોધી શકવા
જનોના સંપર્કે કંઈ કંઈ નવું પ્રાપ્ત કરવા
મળે જે જે તેવી પરિસ્થિતિ થકી કૈંક મળવા
પ્રભો ! તેવી દૃષ્ટિ સમજ હૃદયે દે વરતવા.

અનાસક્તિ સૌની તરફ હૃદયે, પ્રેમ મન હો,
તમન્ના સાથે યે ધીરજ બહુ હૈયે પણ વસો,
હજો સૌ કાર્યોમાં બહુ કુશળતા, 'હુંપણું' ન હો!
પ્રભો ! તેવી દૃષ્ટિ સમજ હૃદયે દે વરતવા.

'કશો કાર્યો કાજે ભગીરથ પુરુષાર્થ પણ જે
થતો ના મારાથી, પણ પ્રભુકૃપાથી' સમજ દે;
નથી વિઘ્નો વિઘ્નો પણ તક મળી ઉપર જવા
પ્રભો ! દૃષ્ટિ તેવી સમજ અમને દે વરતવા.

ગમે ત્યાં ફેંકાઉં નિજ મન તણી વૃત્તિ થકી યે
પડું નીચે ત્યારે, કદી વળી ઊડું આભ મહીં યે,
પરંતુ સૌ કાળે પકડ પથ તે ધ્યેય તણી રે'
પ્રભો ! તેવી દૃષ્ટિ સમજ મુજને દે વરતવા.

કશી યે કોની યે કંઈ જ ગડભાંજે ન પડશો
સદા વર્ત્યાં રે'જો નિજ ધૂન વિચારે હૃદય તો;
મને તાલાવેલી જગવી, મન રાખી પ્રભુપદે
જવાતાં ઊંડું ત્યાં, હૃદય સમજાશે અનુભવે.

સાબરમતી : તા. ૩૧-૩-'૪૨

## નિરાશા—જીવનપરીક્ષાકાળ

### શિખરિણી

નિરાશામાં જ્યારે જીવન મહીં શ્રદ્ધા દૃઢ થશે
નિરાશામાં જ્યારે જીવન મહીં વિશ્વાસ વધશે;
નિરાશામાં જ્યારે પદ વધુ અનુરાગ બઢશે,
હૃદે ત્યારે સાચું જીવન જીવવાનું જ મળશે.

નિરાશામાં જ્યારે પડ પર પડોનાં થર બધે
નિરાશાનાં જ્યારે નયન પર ઝાઝાં પડળ રે',
નિરાશાના જ્યારે હૃદય પર ઓથાર ઢળશે,
જમાવેલા ત્યારે રસ તણી પરીક્ષા ખરી થશે.

સાબરમતી : તા. ૩૧-૩-'૪૨

## કર્મનો જીવનસંબંધ

### અનુષ્ટુપ

આવેલું કર્મ જે માથે તેમાંથી ભાગવા તણી
થયાં ઇચ્છા કરી જો કૈં એળે સૌ ગયું જાણવું.
ગમે ના હોય એવું છો આવેલું કર્મ જીવને,
કરવાનું બધું તે તે પ્રેમભાવે થવું ઘટે.
આપણા દિલનો ભાવ સ્વભાવ-પ્રકૃતિ ચૉલે
વહ્યાં તે કરશે કર્મે તેથી ત્યાં ચેતવું ઘટે,

નકારાત્મક જે ગુણો નકારાત્મક તે રીતે
વપરાતાં જુઓ ત્યારે, ખંચકાઈ જવું ઘટે.

કામ, મત્સર ને ક્રોધ, મોહ ને મદ, લોભ સૌ
મહીં જ્યારે તણાતા હો, ચેતીને ચાલજો તદા.

આપણે આપણી રીતે ક્યાં યે ના ચાલવાનું છે
લક્ષ જો એટલું રે'શે, સર્વ યોગ્ય થયાં જશે.

કર્યાં સર્વ કરો ભાવે પ્રભુભાવ દૃઢાવવા
રાખજો ધારણા તેવી જેમાંતેમાં પ્રવેશવા.

વ્હાલું જે કોઈ હોયે છે તેં કાજે કરતાં, દિલે
કેટલું વ્હાલ, ઉત્સાહ આપણે ધરીએ છીએ!

તેનાથી યે વધુ વ્હાલ, ખંત ઉત્સાહ રાખવાં
જે તે કર્મ બધાં સૌ તે વિકાસાર્થ મળ્યાં ગણી.

પ્રત્યેક કર્મસંજોગ પ્રારબ્ધે કરીને મળે
એના એ જ જતાં ચીલે, ત્યાં પ્રારબ્ધ ઊભું થશે.

દૃષ્ટિ જો સાધનાની હો પ્રત્યેક કર્મને વિશે;
ચેતાવ્યાં કરશે જ્યાં ત્યાં ભાવ તે, તે સમે હૃદે.

જિંદગીમાં મળ્યાં જે સૌ તે સાથે કર્મબંધનો
નવાં ઊભાં કરીશું જો, જઈશું જકડાઈ તો.

સર્વ સંબંધ તે કાજે, પ્રસાદી પ્રભુની ગણી
વર્તીશું તે રીતે ત્યાં જો, ક્ષેમ સૌ થાય છે નકી.

કર્મના વ્યવહારે સૌ પ્રભુનો ભાવ રાખીને
વરત્યાં જો કરીશું તો ઠેકાણે પડશે બધું.

ત્રિચિ. : તા. ૧૦-૪-'૪૩

# કર્મનો પ્રેરક ભાવ

## અનુષ્ટુપ

પોતાના ભાવનો હેતુ સિદ્ધયર્થે સર્વ કૈં થતાં
બીજાનો ખ્યાલ ના રે'શે રમે તે નિજ કર્મમાં.

જન્માવી કર્મ પોતાથી પોતા કાજ બધું થતાં
એવાને રે' નિરાશા ના, છેતરાવાપણું ય ના.

કર્મ-સંબંધનો ભાવ પોતાથી ઉપજાવવો
ના થતો દૃષ્ટિએ દેખો, પ્રકૃતિરૂપ જાણજો.

લાગવા દેવું ના ઊંડું, પેસવા દેવું ના હૃદે
ને અલિપ્ત થવા કાજે એ રીતે વર્તવું ઘટે.

બીજાનો ખ્યાલ શા માટે જીવને ધારવો ઘટે?
સૃષ્ટિ પોતાની તો પોતે; પોતામાં રમવું હૃદે.

સાધનામાં પૂરું લીન થતાં, એવા વિચાર સૌ
આપમેળે હઠી જાશે; અંધારું જેમ તેજથી.

જોવામાં રૂપ બીજાનું આડફેટે ચઢી જશો
ઊલટો કર્મમાં દોષ ખેંચીને દોષ આણશો.

આપણું કામ પોતાનું સાચવ્યાં કરી જે રમે
સર્વ સંતોષ એવાને નિજાનંદે મળ્યાં કરે.

કર્મને કરવા કેરાં લક્ષણો રાખીને પૂરાં
ઘટે છે કરવાં તે સૌ દૃઢાવી પ્રેમભાવ ત્યાં.

કર્મ તે કરતી વેળા ન્હાવું નીચોવવું ન કૈં
આપણે કર્મમાં ક્યાં યે; ખ્યાલ તે દૃઢ રાખજે.

ભલે તે ભાવ ના હોય સ્મરંતાં-સ્મરતાં રહી
કર્મ સૌ કરવાં અંતે, પ્રભુને અંતરે ધરી.

'કૃપા રે'જો, કૃપા હોજો' એમ સૌ સ્હાય માંગવી;
કર્તૃત્વપણું મોળું ત્યાં એનું તો પડશે નકી.

કર્મને એકલો પોતે કરી ના શકતો કદી
એવું જ્યાં ભાન જાગે ત્યાં પોતાને તૃણુ રે' ગણી.

પોતાને શૂન્ય માનીને પ્રેરાયે કર્મ જીવને;
સિદ્ધિ-અસિદ્ધિનો ખ્યાલ તો એને નવ ઊપજે.

બીજાં માંહે પ્રભુતત્ત્વ પ્રેરણારૂપ કર્મમાં
બીજાંને શૂળીએ શાને આપણે તો ચડાવવાં?

'બીજું' કોઈ નથી ક્યાંયે, પ્રકૃતિ આપણી બધે
રહેલી ખેલી જે જાણે, તે દ્વંદ્વે ના ફસી શકે.

કર્મને કરતી વેળા ભાવના-જ્ઞાન ધારવાં
ત્રણેનો યોગ સંધાતાં યોગની પરિપૂર્ણતા.

કર્મનો ભાર તે વેળા જરીકે લાગશે નહીં
કર્મથી કશું એવાને લાગવાનું કશે નથી.

• વિદ્યુત્તત્ત્વ સ્વયં પોતે અપ્રકાશ તે રહે છતાં
સંબંધે તત્ત્વના બીજા દેદીપ્યમાન થાય તે.

જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, કર્મની એ પરિસ્થિતિ
કર્તા, ભોક્તાપણું તેમાં એકલા જ્ઞાનને નથી.

જ્ઞાન ને જ્ઞેય સંબંધે પ્રેરાઈ જે થતું રહે
થયાં તે કરવાનું છે જ્ઞાન ને જ્ઞેય કારણે.

કરો કે ના કરો પોતે, પ્રકૃતિ કેમ છોડશે?
પ્રકૃતિથી રહી જુદાં વર્તાતાં મુક્ત તે થશે.

ધાર્યું શરીર જ્યાં સુધી ત્યાં સુધી કર્મ સૌ રહ્યાં
ભાવની સાધના પેરે કર્મ તેથી કરો બધાં.
ચેતાવું કેટલી વાર? પઢાવું પાઠ કેટલા?
મૂર્ખ જે હું મળ્યો, તેણે ઝંઝાવાત ન ટાળિયા.

કરાંચી : તા. ૭–૫–'૪૬

## સાધકના કર્મસંબંધો

### અનુષ્ટુપ

જેની નિસ્બત જે સાથે જેટલી હોય તે રીતે
જીવને વર્તવાનું છે પૂરતા કિંતુ પ્રેમથી.
પ્રેમના ભાવમાં હૈયે ફેર ના પડવો ઘટે
રૂપેરી ઘંટડી જેવો સૂર નીકળવો ઘટે.
પ્રકૃતિ સર્વની કર્મે જાણ આવી જવી ઘટે
અને ત્યાં વર્તવું કેમ સ્વયં જાણ પડી જશે.
કર્મ વિના વિચારો કૈં ના બીજા ત્યાં થવા ઘટે;
જેટલો બપ હો કર્મે તેમ વિચારવું થશે.
તે યે ના પૂરતું જાણો. કર્મ પ્હેલાં વિચાર તે
ઉદ્ભવી ના શકે એવું થવું તે યોગ્ય જીવને.
જે વેળા કર્મ જે યોગ્ય તે વેળા તેમ વર્તવું
આડાતેડા બીજા ખ્યાલે દોરવાયાં નહીં જવું.
જે વેળા કામ જે કૈં હો, માત્ર એના વિચાર ત્યાં
આપણામાં ઘટે હોવા તેના તેના પ્રમાણના.
માનવી સર્વ સંબંધો કર્મથી મળતા રહે;
માનવી-ખ્યાલ તે સૌમાં રાખવો ત્યાં ન જીવને,

પ્રભુ પ્રત્યક્ષ જ્યાં ત્યાં તે, આડી કે અવળી રીતે
સારી રીતે ભલેને હો, પોતે આપ ઊભેલ છે.

એમ બુદ્ધિ થકી ધારી, કલ્પના-લક્ષ વાપરી
ચિંતવી યોગ્યતા કર્મે સારવો હેતુ કર્મથી.

જે જે સાથે પડે પાનાં કર્મથી તેમને ખરો
આપણાથી જ સંતોષ ભાવયુક્ત ઘટે થવો.

પ્રસન્ન રાખવા તેથી કોઈને જાણી જોઈને
આપણે ના જવાનું છે કર્મથી બીજી રીતિએ.

પ્રવર્તેલો પૂરો કર્મે રાખી સદ્‌ભાવ ત્યાં હૃદે
વર્તવું એકનિષ્ઠાથી કર્મ સાધન-દૃષ્ટિએ.

અન્યથાભાવ તો લોક પોતાની પ્રકૃતિ રીતે
ધારશે આપણા માટે, રે'વું નિશ્ચિંત તે છતે.

વિચારો કોઈને કાજ આપણા દિલમાં કદી
કરી ના ઘર તે બેસે રાખવું લક્ષ ત્યાં મથી.

ઊંધા વળાંકવાળું યે મળ્યાં ત્યાં કરવાનું છે;
થવાવા પાકું, સંબંધ તે મળેલો ગણો હૃદે.

જિંદગીની કસોટી તો જેમ જેમ થયાં કરે
ઉત્તીર્ણ ત્યાં થતાં, સાચો વિકાસ જીવને બને.

વિવેક, શક્તિ, તાટસ્થ્ય, જાગૃતિ, શાંતિ, ભાવના
કેવાં કેવાં રહે કર્મે ઘટે સર્વ તપાસવાં.

કર્મમાં જીવતો ખ્યાલ સદાકાળ ધર્યાં કર્યે
જીવન્મુક્તિ મળે એને નિશ્ચયે જાણજો હૃદે.

કર્મમાં માનવીથી જે સ્હેજમાં સ્હેજ લાભ હો
પ્હાડના જેટલો હૈયે માનો આભાર તેમનો.

પ્રભુની ધારણા ત્યારે દૃઢાવો ઉરમાં ખરી
કેવી કેવી રીતે પોતે ઘડે તે ધારવું તહીં.

આપણી દૃષ્ટિથી ઊંધું કરી જાય છતાં કશો
માનવીના નઠારાનો ખ્યાલ બેસી જવા ન દો.

નઠારામાં ય સંબંધ ત્યાં એના એકલા તણો
–હોય છે ના કદી, પોતે ભળેલાં જ છીએ ગણો.

તેથી નઠારું બીજાનું ભૂમિકા–છાંય આપણી
જાણીને સાધકે તેથી તેમાં ના પેસવું કદી.

પૂર્વસંબંધ પ્રત્યક્ષ એ રીતે જીવને થતો
એનો પાસ ન કૈં લાગે એમ ત્યાં વર્તવું બધું.

કર્મને બનવાનાં તો એક કારણ હોય ના
આપણે એકલાં ત્યાં ના સંકળાયેલ કર્મમાં.

કર્મમાં કારણો કૈંક ભળે કર્મનો સાથ શાં!
જેવી પ્રકૃતિ જેની હો તેમ સૌ વર્તશે સદા.

તેથી પંચાત છોડી સૌ આપણે આપણો ખરો
–કર્મમાં કર્મનો હેતુ સંભાળીને જ બેસજો.

કોઈની ક્યાંય પંચાત આપણે કરવી નહીં;
પતી કર્મ જતાં એના વિચારો કરવા નહીં.

આવું જે જીવતું ધ્યાન પોતાના જીવને ધરે
એવાનો કોઈયે વાંકો વાળ યે ના કરી શકે.

બગાડી ના શકે કોઈ આપણું કો પ્રભુ વિના
સુધારી ના શકે કોઈ આપણું કો પ્રભુ વિના.

પ્રભુનો ખ્યાલ હૈયામાં એવો જીવંત જે ધરે
માનવી–કલ્પના પારે પોતે કેવો તર્યાં કરે!

માનવી દૃષ્ટિ, વૃત્તિની પાર એવો થઈ જશે
ધારવું માનવી જેવું એવાનું ઓગળી જશે.

જીવને સર્વ સંબંધો આપણાં કર્મથી મળે
કર્મ તેમાં વધાર્યું તો કર્મ પોતે વધ્યાં કરે.

કર્મમાં કર્મની રીતે તેથી ત્યાં ના પ્રવેશવું
જિંદગી-ધ્યેયને આપી મહત્ત્વ, કર્મમાં જવું.

જિંદગી-ધ્યેય તો મુખ્ય જેમાં તેમાં પૂરેપૂરું
જીવતું જાગતું રે' જ્યાં, ફળતું જાય જીવવું.

વિના સંબંધ ના આવે કોઈએ નોતર્યા વિના
સ્પર્શવા દેવું ના તેથી જાળવીને તટસ્થતા.

વૃત્તિઓ ઊઠતાં પોતે પૂરા સાવધ ત્યાં થઈ
જવું ભેળાઈ ના સાથે યોગ્યતા ત્યાં વિચારવી.

માનવી સ્વાર્થના કામે કેવું પોતે વિચારતાં!
જિંદગીના વિષે તેવું ઘટે વિચારવું સદા.

ઊંડો જીવનનો ખ્યાલ હૈયામાં જે ધર્યા કરી
-પ્રભુ રિઝાવવાને જે કરે, એને જશે વરી.

અમદાવાદ : તા. ૧૫-૫-'૪૪

# "અહં" સ્વરૂપ

**અનુષ્ટુપ**

હૈયાના ભાવની રૂપ કર્મ તેવાં થવાં ઘટે
કર્મ સૌ ભાવ-વૃદ્ધયર્થે ઉમંગે કરવાં જગે.

'**अहं आग्रह**' વ્હેણો તે ના કર્મે રાખવાં હૃદે
કર્મના **भाव**-ઉત્સાહે ઓગાળી નાખવાં જ તે.

'अहं आग्रह' શક્તિ છે, ધપવા કેરી કર્મમાં
તે શકે રાખી એકાગ્ર જોડાયેલા જ દિલમાં.

પ્રવેશાઈ ઊંડુંઊંડું કર્મઅંતર ગર્ભમાં
કર્મની તે ગતિ સાથે 'अहं' જોડાઈ જાય ત્યાં.

'अहं' જો હોય ના તો તો કર્મ કૈં ન થઈ શકે
કર્મમાં પ્રેરવા કાજે 'अहं' તત્ત્વ જરૂરી છે.

'अहं'થી વિશ્વ જન્મે છે, 'अहं'થી વિશ્વ સૌ નભે
'અહં'થી ફેરવાયે તે 'અહં' છે જેમ ભાવનું.

જ્ઞાનપૂર્વક એનો જે ઉપયોગ કર્યાં કરે
'અહં' એનું થશે યોગ્ય ને વિકાસ કર્યાં કરે.

ઉપયોગ 'અહં'નો સૌ તેથી કર્મ વિષે ઊંડો
કરવો તે પ્રવેશાવા જ્ઞાનભાવે કરી ખરો.

'અહં'ને સાત્ત્વિકી જેમે પૂરું કેળવવું રહ્યું
તે વિના સાધનામાં તો પ્રાણ જાગે ન રીત કો.

કરાંચી : તા. ૨૪-૮-'૪૩

# જીવનવિચાર

**અનુષ્ટુપ**

ગુણ દોષ મળે બન્ને માનવીજીવને સદા
થવા નિર્મળ, જુવાની ઋતુ તે માટ યોગ્ય ત્યાં.

અંતે જુવાનીની કાંતો મૂર્ખ કે સમજુ બને
માનવી જે જુવાનીમાં વળે તે ગમ, તે ઢળે.

ત્યજવા કેરી લાગે છે વૃત્તિ જે જે છતાં ય તે
કેમે ય કરી છોડાય ના એને, બળવાન તે.

જે રીતે ગ્રહવા યોગ્ય જે જે જીવનમાં મળે
તેના સૌ ભાવથી એને ના ગ્રહી તે શકાય છે.

એવી વૃત્તિ દ્વિધા કેરી જીવને ઉદ્ભવ્યાં કરે
એનું તે નામ માયા જે ભમાવ્યાં જીવને કરે.

નિશ્ચયાત્મક આદર્શ સ્વીકારી તેવું વર્તવા
ફના સર્વ થયેલાં જે, માનવી શ્રેષ્ઠ તે ખરાં.

આ જન્મે જે મળેલું છે તે સૌ શુદ્ધ કર્યાં કરી
મેળવાયું નથી એને મેળવી લ્યો મથ્યાં કરી.

કેળવાયાં કરે જ્યાંથી જીવને માનવીપણું
અમૂલ્ય પદ જે જાણી સેવ્યાં સત્સંગ તે કરો.

બધો જીવનનો થાક જેના શીતળ છાંયડે
ખંખેરી માનવી નાંખે એવું તો સંતવૃક્ષ તે.

જોશ યૌવન ઊભું છે, ત્યાં સુધી માત્ર જીવન
જિંદગીના વિકાસાર્થે યોગ્ય શો કાળ યૌવન !

જાગ્રત નિત્યનો ઉંડો અસંતોષ હૃદે પૅરો
પોતાના જે વિકાસાર્થે સાલે, યૌવન તો ગણો.

આવો જે હો અસંતોષ, જાણે વ્યાકુળતા નહીં
આવો જે હો અસંતોષ, જાણે આરામને નહીં.

જિંદગી ધ્યેયને કાજે જે અસંતોષ જાગિયો
કેમે યે જંપવા તે તો, માનવીને ન દે કશું.

નિત્યની જાગૃતિ વિના વ્યવસ્થિતિ ન સાંપડે
વ્યવસ્થિતિ વિના શક્ય નથી વિકાસ જીવને.

અદૃશ્ય શી જણાતી કો ભાવના શક્તિ પાસ તે
વિજ્ઞાન–વીજળી કેરું જેમ હિસાબમાં ન છે.

શક્તિ વિનાની સ્પર્ધા તે હણી જીવન નાંખતી
પ્હેલાં શક્તિ કરી પ્રાપ્ત બધું કાંઈ કરો પછી.

સામાન્ય માનવી જેવો વ્યવહાર જગે કરે
વર્તીશું તેવું જો તો તો પછી શી વાર મૃત્યુને?

વિચારહીન યાંત્રિક માનવીની ગતિ જગે
મૃત્યુમાં તે પડેલા છે; જીવતાં ના છતાં જીવે.

જેનામાં સર્વ તાકાત સહેવા અવહેલના
છતાં કોમળતા વાળી જેનામાં શક્તિ, સાધુ તે.

શક્તિ કેન્દ્રિત એકાગ્ર સંયમિત કરેલી જે
ભાવના જીવને એવી સાધુતા સાચી ભવ્ય તે.

જેઓ આરામને વાંછે લૂલો આદર્શને કરે
ગયેલું હો સડી અન્ન તેવા નિર્માલ્ય તે બને.

નવા જીવનની કોઈ વ્યવસ્થાની કદી તમા
જેઓને ના પડી, તેવા એકે યે ક્ષણ ના જીવ્યા.

ત્યાગ જ્યારે મહારુદ્ર સમો મેળે બની જતો
પોતાને વાપરી નાખી મહત્તા નિજ સ્થાપતો*.
એવા તે ત્યાગમાંથી જે સૌ પેદા બળ તે થતું
ફેરવી દે જૂના ચીલા જીવને સહજે બધું.
જૂની જીવન-ચર્યાને ફેરવી નાંખશે જ તે
અગમ્યે ફેરવાવી દે હેતુને જીવવા વિષે.
સાચું જે જીવતા તેઓ નવું જીવન પ્રેરશે
ભાવના માત્ર તો છાયા ઊગ્યા જીવનની ખરે.
ધ્યેયનિષ્ઠ વિનાની કો જે ધમાલ શરૂ થતી
થોડાયે કાળમાં તે તો થકાવી ખૂબ નાખતી.
અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એવું જીવન તે કરે
મઝા શી જીવવામાં તે ! તુચ્છ જીવવું એવું તે.
દોષ હોય છતાં દોષ દેખાતો હોય તે ન તો
પોતાને માનવી માને છે સલામત રીતનો.
માનવી જીવને કેવા રંગ ખેલ નવા નવા
ના મહાન છતાં પોતે શા મહાન ગણાવતા !
'તે મહાન થવું પૂરું' 'દેખાવું મોટું'-બે મહીં
જીવન-મૃત્યુની વચ્ચે જેટલો ફેર, ફેર ત્યાં.

### શિખરિણી-મંદાક્રાંતા

મહત્ત્વાકાંક્ષા એ ક્હીં ય પણ ના દોષ ક્યાં યે ગણાયે
મહત્ત્વાકાંક્ષા જો હૃદય જીરવો, ગુણ સામર્થ્ય છે તે,
મહત્ત્વાકાંક્ષાને જીવન જળથી સિંચવી જે ઉછેરે
અનેરાં તો એનાં જીવન ફળને ચાખો તે ધન્ય થાયે.

* પામતો

### અનુષ્ટુપ

સંગ્રહી લેવી થોડામાં થોડી જે પળ સાંપડે
સાચું જીવન તે કે જે નકામી પળ ના ખુએ.

મળેલી તકનો પૂરો સત્યમાં સત્ય હો ખરો
ઉપયોગ કરી જે લે એને જીવન જાણજો.

હૈયાને કેળવ્યા વિના સાચું મોટું ન કો બને
ઉર કેળવવા કાજે મૃત્યુમાંએ જવું પડે.

જરૂરી જે ભલે ના હો તો ય પોતે મળ્યાં જતાં
સંગ્રહે એવું, તો વૃત્તિ તે ઘેરે સૌ વિકાસને.

### ઉપજાતિ

અન્યાય કાજે ફરીને ફરીને
જેણે હજારો કહ્યાં શબ્દ નાખ્યા
એનાથી તો શબ્દ વિના જ એકે
પ્રેમે સહે, શ્રેષ્ઠ ગણાય છે તે.

### અનુષ્ટુપ

ઊંડો જીવનનો જેને તાગ મેળવવો હશે
તમન્ના પૂરી લાગેલી, જીવવું ધન્ય એવું તે.

### મંદાક્રાંતા

ચીલે ચાલે જગતપરના તે ન ચીલે કહી છે,
લીધા વિના નિજ જીવનનો તાગ, શું જીવવું તે?

કરાંચી : તા. ૨૪-૮-'૪૩

# કર્મમાં સ્મૃતિભાવ

**અનુષ્ટુપ**

એમનું એમ કો કર્મ, જવા એળે ન દેવું જે
જાગૃતિ ચેતના હેતુ જ્ઞાન સૌ ધારવાં હૃદે.
સ્મૃતિ તે સર્વ કર્મોમાં ચેતના–શક્તિ–ભાવની
ધારીધારી હૃદે ઊંડી ભાવવૃદ્ધિ કર્યાં જવી.
હૈયાના તારને એવી પ્રાણવાળી સ્મૃતિ મહીં
પરોવી રાખવો, બંધુ; એને ઢીલો ન રાખવો.
કર્મમાં જોશ, સ્ફુર્તિ ને પ્રાણ તે સ્મૃતિ લાવશે
સ્મૃતિમાં જો ઊંડો પ્રેમ, ભાવ પ્રત્યક્ષ તો થશે.
શી રીતે સ્મૃતિમાં એવો પ્રેમભાવ ઊઠી શકે,
પ્રેરાવે કર્મ જે ઊંડું, જેથી ચેતન નીપજે?
આકર્ષાયેલ હૈયામાં તાદાત્મ્યભાવથી ખરા
તે સાથે જો પૂરેપૂરા, સ્મૃતિમાં ભાવ તો ઊઠે.
વીજળી કેરી શક્તિથી યંત્ર સૌ કામ આપતું
શક્તિ ઉદ્‌ભાવવી એવી જીવને રહી *લક્ષ્યશું.
પોતાના કામનો હેતુ જીવને યાદ ધારવો
કર્મને હેતુભાવેથી જીવને સૌ કર્યાં કરો.
એક શા તાંતણે કર્મે જોડાઈ રે'વું ચીટકી,
ઊંડો નિશ્ચય હૈયાનો દૃઢાવ્યાં કર્મમાં કરી.
બાંધીને ખ્યાલ કોઈયે ના પ્રવેશવું કર્મમાં
ખ્યાલ ના બાંધવાના છે બધાં કર્મ પતી જતાં.

* લક્ષ્યની સાથે

અનેકવિધ હો કર્મ ધ્યેયની તો ય વૃત્તિ તે,
પાંગળી ના થશે તે ત્યાં જાગતો હેતુ જો હશે.

સેનાપતિ હશે એને પ્રત્યેક સ્થળ વર્તતી,
દૃષ્ટિ વૃત્તિ રહે ઊંડી હેતુના જ્ઞાનભાવ શી.

અમસ્થી દૃષ્ટિ એવાની આમતેમ નહિ ફરે
ચૂકતો લક્ષ જો તે રે' ફળી ના કહીં તે શકે.

જીવને સાધના સૂક્ષ્મ એવી રીતે કર્યાં જતાં
પામીશું લક્ષ્ય તે પૂરું એમાં સંશય ના જરા.

'ઘણું ભારે જ આ કામ, આપણાથી થશે નહિ'
કાઢી તે ખ્યાલ નાખી સૌ કર્યાં તે કરવું સહી.

શક્ય ના માનવીને શું દૃઢાત્માવાન જો થશો
ઉગ્ર નિશ્ચયવાળાને બને શક્ય અશક્ય સૌ.

શક્તિ શી પ્રકટે ત્યારે! એને કર્મ લગાડજો,
ચેતનાશક્તિનો ભાવ ત્યાં અનુભવ પ્રીછશો.

હશે જો આપણો પ્રેમ હૈયામાં પ્રભુમાં ખરે
પાડે તે પડઘો કેવો જાણી લેજો અનુભવે.

સ્વભાને કાળજી રાખી જ્યાં ત્યાં રે'વું જ જીવને
ઉપભોગ કશાનો ના જીવને કરવો જને.

ઉપયોગ બધાંનો તે જીવને કરવો રહે
ઝંખના ખેવના એવી જેને તે, માત્ર તે કરે.

નકામી જતી શક્તિને એકાંગી કરવી ઘટે
એકાગ્રી કેન્દ્રમાં એને રાખ્યાં જ કરવી હૃદે.

હૃદે જીવનનો જેને નિર્માતા સત્ય માનિયો
એને જીવાડતો રાખ્યાં કરો સૌ કર્મમાં ખરો.

સંભાર્યાં કરવું ઊંડા પ્રેમના ભાવથી ઘણું
એટલી માગું હું ભીખ, આપજો એટલું ચહ્યું.

આપોઆપ કંઈ ખ્યાલ આવીને ઊઠતા જતા
કરાવે છે હૃદે ભાન 'કેવું કેવું કરે થયાં'.

ફરે છે શું ભરી રાખી ! છતાં કોઈ ન બોલતું
પોતાને જાણતાં જાણે; જાણતાં નથી કોઈ શું !
પ્રત્યેક પરિસ્થિતિને ધ્યેય રીતે ઉકેલજો
જોઈ વિચારીને ચાલી જીવને તેમ વર્તજો.

કરાંચી : તા. ૩૦-૮-'૪૩

## ઊર્મિનો સદુપયોગ

### અનુષ્ટુપ

હૈયાની વેદના ઊંડી ભલે જાણે ન કોઈ છો,
વેદનાથી ઊંડો ભાવ શક્તિ જો પ્રગટાવશો,
વેદના તેવી તો કેવું અલભ્ય કામ આપશે !
કલ્યાણમૂળ એ એવી, જેને તે વેદના થશે.

ઊંડો આઘાત જ્યાં લાગે ભાવના તેથી જન્મશે;
ભાવના જોમને ત્યારે જોતરો સાધના વિષે.
કશાથી યે હૃદે ઊર્મિ જાગતાં કર્મસાધને
વાપરી દેવી તે યોગ્ય, ઉપભોગ કરો ન તે.

ઊર્મિ તે શક્તિનું રૂપ આડફંટે લગાડતાં
જાગૃતિ, ચેતના ઓછી આપણી જાણજો તદા.
જાગતો ચેતતો યુદ્ધે જે રહે તે જીતી શકે,
ઊંઘે તે હાર ખાવાનો, જાણવું પૂરું નિશ્ચયે.

કરાંચી : તા. ૩૦-૮-'૪૩

## સાચો સંયમ

### માલિની

જીવન તણી ગતિને ક્યાંય તે આડફટે
કહીંય સરકવા ના દેવી ક્યાંયે ઘટે રે;
મથન કરી કરીને ઠામ-ઠેકાણું રાખો
સતત સરળ રીતે એકમાં લક્ષ ધારો.

નદીજળ તણી પેઠે ધ્યેય પ્રત્યે જ વ્હેવું
હૃદય મન તપાસી જોવું એવી રીતેનું;
અતિશય ગૂંચવાડે નાંખી દે એવી ચાલ
—મન તણી; ન રહ્યાં જો ચેતી, થાઓ ખુવાર.

### અનુષ્ટુપ

નદીના ઊર્ધ્વ વ્હેણે શું જવાનું આકરું પડે!
એ કાજે પરસેવાનો શ્રમ શો પાડવો પડે!

સાચવ્યાં જે કરેલો હો, અંતે સંયમ જીવને
એનાથી યે રહે મેળે, ખરો સંયમ એ જ છે.

સાચવેલો ઘણા દિનો તૂટી સંયમ જ્યાં પડે
કેવો નિશ્ચય પોતાનો મીણ શો પીગળી જશે!

એવો સંયમ આવે ના જીવને ખપમાં કશો,
શકે જીવી ખરી વેળા તેવો સંયમ યોગ્ય સૌ.

તેથી સંયમપ્રાપ્તિના પ્રયાસે ભાવના હૃદે
ભર્યાં તે કરવી ઊંડી, પ્રભુમાં ચિત્ત ધારીને.

એવી રીતે પ્રયાસોનું સર્વ સ્થૂળપણું જશે
અને શક્તિ તણો એમાં ત્યારે જન્મ ખરો થશે.

જીવને કામ લેવાનું બને ત્યારે સહેજ સૌ
નૈસર્ગિકપણે, ને તે જીવને પ્રાણ પ્રેરતું.
રહેવું વર્તવું કેવું જેને ઓળખ છે બધી,
ચેતેલો તે રહે એવો ને ખાડે પડતો નથી.
કૂંળી સૌ લાગણી કેવી સામે લોભાવવા ઊભે!
પુરુષાર્થ તણું જોમ ખર્ચો ભાવ ધરી હૃદે.
પ્રભુનાં સૌ કૃપા, પ્રેમ યત્ને નોતરવાં ઘટે,
પ્રભુ પ્રત્યક્ષ ધારીને તે ભાવે ત્યાં જીવો હૃદે.
પ્રભુને સાથ ધારીને પ્રયત્ને સર્વ ખૂંપવું
પ્રયત્ને તે પ્રભુ પોતે ફેરવાતો જશે ખરું.
પ્રભુના ભાવને હૈયે રાખ્યાં ત્યાં જીવતો કરી,
જે જે સર્વ કરો તેમાં ઉતારો પ્રભુને ચહી.
પ્રભુને ચિંત્વતાં રે'જો, કર્મના અંતરે પ્રભુ
રે'જો જન્માવતાં પૂરાં, કર્મ તો સૌ થશે રૂડું.

કરાંચી : તા. ૫-૯'-૪૩

## કામ રામ છતો થવા

### ઉપજાતિ

ઠંડું કલેજું કરીને કશામાં ન બેસો રે'વાનું કરો કદાપિ.
જે જે થતું સર્વ કર્યા કરી તે, પછી પ્રભુ ઉપર દો જ છોડી.
વિશ્વાસ રાખી પ્રભુની પરે જે, જે હાથ જોડી બસ બેસી રે' છે
એને પ્રભુ કાંઈ ન સ્હાય દે છે, બધું કરંતા રહી સ્હાય લેજે.

### અનુષ્ટુપ

ચાલુ સ્થિતિ જતી રે'તાં 'હાય હાય થશે શું શું ?'
અભાવ બીક એવીનો એને નિર્ભયતા ગણો.

'દુઃખ ભવિષ્યમાં શાં શાં પડે,' ચિંત્વન તે વિષે
કોઈ વાતે નથી સ્હેજે, એને નિર્ભયતા ગણો.
આજની સ્થિતિમાં માને પૂરી જે કો સલામતી
એનો વિકાસ ના થાયે, ત્યાંનો ત્યાં તે રહે પડી.

માત્ર વિચાર ને વાતો કર્યે આકાર ના બને,
કર્મ વિના ઘડાતું ના કોઈ જીવન ક્યાંય તે.
આપણે આપણું ઊંડું વિચાર્યાં કરવું રહ્યું
બીજાં સૌ ફોડી તે લેશે, તેમનું તેમનું બધું.
વિચારો સાથ બીજાના લેવાદેવા ન હો કશી,
વિના માગ્યા ન દો બોલ કોઈને તે કશા મહીં.

કદી તે હોય પોતાનું જીવન સાથ જેહનો
જો સંબંધ ઘડાયેલો ત્યાં પોતા જેમ વર્તજો.
કશા વિષે વિચારો યે થવા દેવા ન જોઈએ
મૌન શાંતિભર્યું સેવી આત્મલક્ષી થવું હૃદે.
ધારણા ભાવની હૈયે એકલી માત્ર ધારવી
જે જે કાંઈ થતી વેળા, ધારણા તે ઘટે હવી.
કર્મને કરતી વેળા બીજાંનો ખ્યાલ ઉદ્‌ભવે,
તે ખ્યાલે કિંતુ તાટસ્થ્ય જાળવ્યાં કરવું હૃદે.
બીજો યોગ્ય હશે તે જો પોતાનું કર્મ યોગ્ય શું
આપમેળે ઉકેલી તે લેશે એમ વિચારવું.
બીજાંને બોધ દેવાનો આપણો ધર્મ ત્યાં ન છે
આપણે રે'વું પોતામાં, પોતાનું કરવું પૂરું.
બીજાંની ગૂંચને પોતે જતાં એમ ઉકેલવા
પોતાનું ખોઈ કૈં બેસો, રમો તો તેથી આપમાં.

બીજાંની વાતમાં શાને પૂરવા ટહુકો ચહો
એક તાન તણી માત્રા ઓછી એમ કર્યાં કરો.

આપણે આપણા તાને મસ્ત પૂરું રહ્યાં જવું
ઉકેલી આપણો પ્રશ્ન શકીશું, બસ તો ખરું.

જીવનપ્રશ્ન હૈયામાં ઉકેલાતાં પૂરી રીતે
સમાધાન બધી વાતે જ્યાં ત્યાં એને થયાં જશે.

એકાંગી, કેંદ્રિતા શક્તિ એકાગ્રી રાખી જીવવું
પોતાનામાં ઊંડું-ઊંડું પોતે જવાનું રાખવું.

વિચારો ઊઠતાં બીજા એકતાનપણું તૂટે
હૃદે એકાગ્રતા જન્મી ત્યાં ખલેલ પડ્યાં કરે.

સહાનુભૂતિ છો રાખો બીજાંઓ સાથ સૌ રીતે
છતાં વિચાર બીજાના આવવા દ્યો ન તે વિષે.

ઉકેલ આપણો પોતે આપણી રીતથી કરી
વધાર્યાં શક્તિ એ રીતે જીવને કરવી ઊંડી.

બીજો કોઈ કદી બોધ દે જો, તે સાંભળી લઈ
સહાનુભૂતિથી પ્રેમે રો' ત્યાં તાટસ્થ્ય જાળવી.

કિંતુ તે બોધની સાથે ભેળવાઈ જવું ન ત્યાં
વ્યક્તિત્વ આપણું છો ને વ્યક્ત ત્યાં તે કરે થયાં.

બોધ દેવા ઘણા આવે, ગમે તે હેતુ હો ભલે
આપણે પરવા તેમાં રાખવી ના કશી ઘટે.

રમતો રામ છે હૈયે સર્વ તે કૈં ઉકેલશે
કરીશું જો છતો રામ જીવને સૌ છતું થશે.

રામને કરવા પૂરો છતો ત્યાં જીવને હૃદે
એકલું એક તે ધ્યેય કર્મ માત્ર તણું ખરે.

તે વિના કર્મનો બીજો હેતુ શો હોઈ તે શકે ?
પરોવી કર્મમાં તેથી હેતુને, રમવું હૃદે.
ક્યાં ય ના આપણે હૈયે કોઈને માટ દ્વેષ હો,
ક્યાં ય ના આપણે હૈયે કોઇને કાજ વેર હો !
ક્યાં ય ના આપણે હૈયે કોઈને કાજ કામના,
ક્યાં ય કૈં આપણે હૈયે કોઈને માટ લોભ ના.
ક્યાં ય તે આપણે હૈયે કોઈને માટ રંજ ના,
ક્યાં ય તે આપણે હૈયે કોઈને માટ શોક ના.
જીવને સ્થિતિ એવી તે કરી રાખ્યાં હૃદે સ્થિર
ચેતના જ્ઞાનવાળી તે સર્જ્યાં કરવી દિલ.
પોતપોતાતણી રીતે પ્રકૃતિ કર્મ પ્રેરશે
અંતરે ચેતનાશક્તિ એવાં કર્મે પરોવજે.
કશા યે ઊભરાથી તે ઊભરાઈ જવું નહીં,
રાખી સંયમ ઊર્મિનો લાભ લેવો ઘટે સહી.
ઊર્મિ તો શક્તિનું રૂપ ન નકામી કદી ગણો
વાળ્યાં જે કરશે ધ્યેયે લ્હાણ તે પામશે ખરો.
ઊર્મિ જે શક્તિની નાની કેવી તે તો લહેર છે,
પિછાની શક્તિરૂપે ત્યાં એવી વાપરવી ઘટે.
ઊઠતાં ઊર્મિ સંગાથે પૂરા જે કો ભળી જશે,
ઊર્મિથી કામ લેવાની એને ત્યાં ગમ શી પડે ?
ઊર્મિને સંયમે પૂરી રાખી જે કામ લે શકે
ઊર્મિને શક્તિરૂપે તો વાળી સંપૂર્ણ તે શકે.
ઊર્મિ ના ખાલી કૈં ઊર્મિ, શક્તિ કેરા ખરેખરા
શ્વાસોચ્છ્વાસ થતા જાણો,ઊર્મિ તો શક્તિ જન્મવા.

કરાંચી : તા. ૭–૯–'૪૩

## ‘શક્તિ પ્રાપ્ત થવા કાજે, સાધના જ ઉપાય છે’

**અનુષ્ટુપ**

ઊઠી જુદી જુદી વૃત્તિ ઉપજાવે અશાંતિ તે
એવી સૌ મનની વૃત્તિ ધરાવો પ્રભુને પદે.

એવી સૌ મનની વૃત્તિ નકારાત્મક જાણવી
તે તે વૃત્તિ ઊભી થાતાં પ્રભુમાં ઉર વાળવી.

નકામો નાશ શક્તિનો થતો ત્યારે બચાવશો
સમત્વ, શાંતિ હૈયાની તો તો સૌ જાળવી શકો.

સ્ફુરંતાં વૃત્તિઓ તે તે હશે જો જાગૃતિ ન કૈં
તણાઈ ત્યાં જશો ત્યારે પોતાનું ભાન ભૂલીને.

પોતાની જાગૃતિ પૂરી રાખી જે શકતો હશે
વૃત્તિઓનું શકે વાળી વ્હેણ જીવનપંથ તે.

જાગૃતિ તે મહીં શક્તિ ભાવ–વેધકતા હૃદે
ઉદ્ભવેલી હશે પૂરી તો તે જાગૃતિ કામ દે.

જાગૃતિ ચેતના–શક્તિ ભાવવાળી થયા વિના
સ્વભાવવ્હેણ ફંટાવું બને તે કદી શક્ય ના.

શક્તિ–ઇચ્છા તણું જોશ જેનું કેંદ્રિત રે' સદા
વાપરી તે શકે શક્તિ લક્ષ્યના ઉરકાર્યમાં.

વિના કૈં સાધના એવી શક્તિ ના પ્રાપ્ત થાય તે
શક્તિ પ્રાપ્ત થવા કાજે સાધના જ ઉપાય છે.

કરાંચી : તા. ૮–૯–’૪૩

## ઇચ્છાશક્તિસમર્પણ

**અનુષ્ટુપ**

ઇચ્છાશક્તિ પ્રભુનામાં જોડ્યાં જે કરતો રહે
ઇચ્છાશક્તિ ખરી પૂરી ભેળવ્યાં પ્રભુમાં કરે
પ્રકૃતિથી જુદા પોતે પોતાને ઓળખ્યાં કરે.

હૈયાથી આત્મશક્તિની એને ઓળખ થાય છે,
યંત્ર તો મ્હારનું માત્ર એવાને લાગશે હૃદે.

પોતાના કર્મમાં શક્તિ અનોખી કોઈ ઓર છે
સમજાશે હૃદે ત્યારે એવાને તે ખરું ખરે.

રહે તટસ્થતા ત્યારે સ્વતંત્રપણું આપણું
હૈયે અનુભવી એવું એના માંહી પ્રવેશશું.

કર્તવ્યે કોઈ દોરે છે આંતરે જીવને રહી
કર્મનો ભાર ના લાગે, શક્તિસામર્થ્ય લાગશે.

ઇચ્છાશક્તિ પ્રભુનામાં પરોવ્યાં કરવી ઊંડી
સર્વ કર્મે પ્રભુભાવ શ્રદ્ધાભક્તિ ભરીભરી
દૃઢાવ્યાં કરવી હૈયે એવું ચિંતવન જાળવી.

અંતરે શક્તિ તે વેળા જાગ્રત આપણી થશે
કર્મમાં તે પરોવાતી ભાળીશું તે અનુભવે.

ચેતનાશક્તિમાં ઓર ફુવારા પ્રાણ ફુટશે
કર્મના મર્મનું જ્ઞાન આપોઆપ મળ્યાં જશે.

કર્મ સૌ જીવને ત્યારે ભક્તિ–જ્ઞાન વડે થશે,
પ્રકૃતિનુ પૂરેપૂરું ત્યારે રૂપાંતરે થશે.

મહત્ત્વ ભક્તિનું જેને જણાયું હો ખરેખરું
સર્વસમર્પણે એવા ભાગ્યે કોક જીવી રહ્યું.

ધ્યાનની સાધના પૂરી એ કાજે કરવી પડે
વિના એકાગ્રતા ધ્યાન કો કાળે ના રહી શકે.

એવી સૌ સાધનામાંથી મળ્યાં આનંદ જે કરે
ભોગવ્યાં તે કરે માત્ર પ્રભુનો માર્ગ તે ન છે.

ભક્તિ, ધ્યાન અને યોગ જ્ઞાન જે સૌ થયાં કરે
કર્મે તાદૃશ પ્રેરીને પ્રભુને કાજ જે જીવે;
ચેતના હેતુની એને પ્રભુ કાજે રહ્યાં કરે
એવા પ્રભુતણું યંત્ર કૃપાથી એનો થૈ શકે.

આપણું સર્વ છોડીને કૃપા મેળવવા હૃદે
ધ્યાને એકાગ્રતા ધારી પ્રાર્થના કરવી ખરે.

ચિત્તની શાંતિને માટે ધ્યાનનો ઉપયોગ ના
કૃપાને યોગ્ય થાવાને ધ્યાનનો ઉપયોગ ત્યાં.

ધ્યાનથી ભાવ જે સ્નિગ્ધ જાગે તે નિત્ય કર્મમાં
ઉતાર્યાં કરવો યોગ્ય, થાય વિકાસ સર્વ ત્યાં.

કર્મમાં ભક્તિનો ભાવ ધ્યાનની શક્તિથી મળે
ચેતના કર્મમાં રે'શે, જાણશો તે અનુભવે.

સર્વ પ્રકારથી ખુલ્લા રહેવું ભક્તિથી હૃદે
આવે જે જે વિચારો તે તુર્ત સમર્પવા પડે.

ના સંકોચ કશો ધારો જીવને તે પરસ્પરે
ભલે ને તે લડે તો ય હાલવાનું ન યોગ્ય છે.

ખુલ્લેખુલ્લું હૃદે રે'વું જોડાઈ ખૂબ ભાવથી
તાંતણો તાર સાંધીને જાગૃતિ ચેતના ધરી.

ચિત્ત બીજે જતાં જાણો પ્રેમ પૂરો થયો ન તે
પૂરો એવો હૃદે પ્રેમ થતાં તે ત્યાં જ જામશે.

છતાં જો ચિત્ત ભાગે તો ખંતથી વાળવું હૃદે
ઠેકાણે ઠામ બેસાડી ભર્યા ભાવ કરી પદે.

'ભલે ને આજ ના થાય કાલે તે બનવાનું છે'
રહીને નિશ્ચયે એવા જીવને મંડવું ઘટે.

હું તો પામર કેવો તે સ્હાય શી આપશો, કહો?
તમે જાતે જ પોતાને ઉદ્ધારી શકશો ખરું,

તમારી પછવાડે તે ઊભા રે'વાનું કોક તે
ઊભા ત્યાં જેટલું રે'શો ઉભાશે તેટલું હૃદે.

તમારા જોમથી જોમ મારામાં તે સ્ફુર્યાં જશે
તમારી ભક્તિથી ભક્તિ મારામાં પ્રકટ્યાં જશે.

તમારી હામથી મારે કૂદવાનું બન્યાં જશે
તમારા પ્રેમથી મારે હૈયું ભીંજવવું પડે.

તેથી તો પ્રેમ માગું છું વધુ ને વધુ ઉરનો
ભીંજવ્યાં કરજો વ્હાલાં! કદી કોરો ન રાખશો.

એટલી માગણી મારી તમારી પાસ મૂકી તે
ભિખારીને ભિખારી ના રાખશો, તો કૃપા થશે.

કરાંચી : તા. ૯–૯–'૪૩

# જીવનસાધના

## અનુષ્ટુપ

### ૧

યુદ્ધ છો મનથી ખેલો, ઇચ્છા જો અંતરે રહે
પાછો તે ઊભરો એનો આવ્યા વિના ન તે રહે.

ઇચ્છાઓ સર્વ ભેળાવ્યાં કરો ભક્તિથી તે પદે
મનની સાથ તો યુદ્ધ પછીથી ખેલવું હદે.

પ્રકૃતિ પ્રકૃતિ જાણો એમાં ના ભેળવો બીજું
એમાં ભેળાવ્યું જો કૈં તો ભેળવાયાં જશો ખરું.

કાગને કાગડો જાણો, શ્વાનને શ્વાન જાણવો
શંભુમેળો કરો ત્યાં ના, જુદા ભાગ ગણ્યાં કરો.

'પ્રકૃતિ કોણ પોતાની' જાણ્યાં શુદ્ધ રીતે કરો;
ભેળાવીને પ્રભુને ત્યાં આપદા શી ઊભી કરો?

પ્રકૃતિમાં ભળેલી છે ચૈતન્યશક્તિ ઇશની
સંકળાયેલ રે'વાનું જીવને ઇશભાવથી.

પ્રકૃતિથી થતાં કામો ને એનું જોશ કેટલું
જાણવું જોઈશે પૂરું; તે વિના ચાલશે નહીં.

પ્રકૃતિના પ્રવાહો સૌ અંતરેથી ફગાવવા
આવડી છે કળા જેને, તે એવો ભેદ પામતા.

બુદ્ધિની કલ્પના રમ્ય દોડાવ્યે વળશે ન કૈં
ઓળખી પ્રકૃતિરૂપ શકિત દાખવવી હદે.

અંતરેથી ફગાવાનું પ્રકૃતિના પ્રવાહને
કરી તે જ શકે, જેને શકિત પેદા થયેલી છે.

તરંગોની પ્રમાણે તો વર્તવું છોડવું પડે
હેતુના ભાન ને જ્ઞાન રીતે ત્યાં વર્તવું પડે.
અંતરે સૂક્ષ્મનું જોશ પ્રકૃતિની પરે ખરું
લાગવા માંડતું ત્યારે તે અનુભવ પ્રીછશું.
ગમે તેવી ભલે ને હો આપણામાંની પ્રકૃતિ
પ્રકૃતિ પ્રકૃતિરૂપે હૈયે તે જાણવી રહી.
સેળભેળ કરો ના તે ઈશના ભાવ સાથ કૈં
બુદ્ધિથી સમજો કે તે પ્રકૃતિ પ્રાણવાન છે.
રહેલું ચેતનાતત્ત્વ પ્રકૃતિ માંહીનું બધું
ભલે તે ચેતનાતત્ત્વ ઈશના મૂળનું સહુ.
પાણી ડો'ળાયલું જો હો હોવા પાણી છતાં કદી
પીવાનું કોઈ ના રાખે પીવાને પથ્ય તે નથી.
શિશુ નિર્દોષ નાનું શું છતાં કો પ્રભુ ના ગણે
સૌમ્ય એ પ્રકૃતિરૂપ પ્રકૃતિ કેરું જાણજે.
પ્રેરે જે ઊર્ધ્વ રે'વાને જીત કો વેળ જ્યાં મળે
સાંધેલા તાર ત્યાં જાણો કોકના ઉરના ખરે.
એ રીતે ઓળખી એને જે કો સ્હાય લીધાં કરે
પ્રત્યક્ષ તાર સંધાવા તે જ્ઞાન–હેતુથી જીવે.
પ્રકૃતિ પ્રકૃતિથી તે જીતાશે એમ માનીને
પોતાની જાતને એવું ધો ના ભોળાવવા કશે.
પ્રકૃતિમાં ભળેલું છે કૈંક છો ઈશનું ભલે
બન્યું તે પ્રકૃતિરૂપ ચેતના પ્રકૃતિરૂપે.
કૈંક પ્રકૃતિનું એવું શુદ્ધ તત્ત્વ ન ઈશનું
રખે પડો ભુલાવામાં એને પ્રકૃતિમાં ગણી.

દૂધમાંથી બને છાશ, છાશ તેથી ન દૂધ છે
પડી જતા રખે તેથી ગોટાળામાં કદી હૃદે.

ઝાડમાં ઝાડ રૂપે તે પાણીમાં પાણી રૂપ તે
પૃથ્વીમાં પૃથ્વી રૂપે તે તેમ તે પ્રકૃતિ રૂપે.

પ્હેલાં તો પ્રકૃતિમાંથી છૂટકારો થવો ઘટે
ભાન એનું પૂરેપૂરું હૈયાથી લાવવું ઘટે.

અને સૌ કર્મમાં ભાવ પ્રભુના ભાવનો ધરી
થવા રૂપાંતરે પૂરું મંડ્યા તો કરવું ચહી.

કર્મ યે કરવાનું તે પ્રભુના ભાવકાજ સૌ
બીજો ખ્યાલ રખે ને ત્યાં ના પેસી કો ઘટે જવો.

એવું કર્મ કશું બીજું જે જે કૈં કરતાં જ હો
એને કાજે કરીને સૌ સમર્પ્યાં તે બધું કરો.

બુદ્ધિથી માત્ર કે'વું તે કે તેવું મન બોલવું
કામ ના આપશે યોગ્ય એવું અર્પેલું આપણું.

જેના સમર્પણે પૂરી ભાવના ઉરની ઊંડી
તદ્દાકારપણે છે ત્યાં અર્પેલું યોગ્ય તે ચહી.

૨

કર્મનાં અંતરે ભાન-જ્ઞાન જેને કશું ન રે'
કર્મનો હેતુ શી રીતે એવો તે રાખી ત્યાં શકે ?

કર્મના હાર્દમાં જેની ભાવના નવ નીતરે
કર્મથી ચેતના પ્રાણ શી રીતે મેળવી શકે ?

શી રીતે ભાવના કર્મે તે તાદૃશ તર્યાં કરે
ધકકેલનારી તે શક્તિ તમન્નાથી હૃદે સ્ફુરે ?

એકના એક અભ્યાસે જ્ઞાનથી ત્યાં રહ્યાં કર્યે
સર્વ કર્મ વિષે ઊંડું રાખી ચિંત્વન તે શકે.

જેમાં તેમાંથી લેવાનું આપણે તો સદા રહે
જેની એકાગ્રતા હૈયે રે' તેવા તે કરી શકે.

ભીની માટી થતાં ચિહ્ન પડે છે પગલાં તણાં
ઉદ્રેક ભાવનો એવો થતાં યોગ્ય ગ્રહાય ત્યાં.

'પ્રિય'ને આથવાનો શું કામ જો ના લઈ શકો?
'પ્રિય'ની સ્મૃતિથી ભાવ ઉપજાવ્યાં ઊંડો કરો.

પ્રેમ ઉત્કટ એનામાં ઊંડો જાગ્યો હશે હૃદે
યોગ્ય હાર્દ સહુ વાતે ત્યારે તે લે ગ્રહી ખરે.

પ્રેરણાત્મક એવું તે પ્રેમનું જોશ ઓર શું!
પ્રેરાવ્યાં તે કરે ઊંડા ભાવ કેરા પ્રદેશમાં.

આલંબન લીધેલું છે છતાં લીધા સમું ન તે
એનું ભાન નથી રે'તું જેને તે, શું કરી શકે?

ઉદ્ભાવવા હૃદેમાંથી ચેતના શક્તિની કળા
લીધો આશ્રય જેનો તો તે કાજે વાપરો ન કાં?

ભોળવાવો ન પોતાને બીજી કોઈ કશી રીતે
મહત્ત્વ ભાવને આપી બનો કેંદ્રિત ત્યાં હૃદે.

ઊર્મિ, વૃત્તિ, મન, સ્થૂળ એમાં ભાવ ભર્યાં કરી
ભાવને યોગ્ય સૌ કર્મ કરાવ્યાં કરવાં ચહી.

ક્યાં જે કરીએ તેમાં 'થવાનું કેવું જીવને'
પૂરું ચિંત્વન એનું ને ભાન એનું રહ્યા કર્યે
ચેતનાશક્તિ પોતાની શકો અનુભવી હૃદે.

વાતાવરણ જીવંતું ચેતનાભાવવાળું શું
હૈયાથી રાખવાનું છે પ્રત્યક્ષ કર્મમાં ઘણું.

ગમે તે કરતા છો હો હૈયાની ભાવના ઊંડી
ઘટે ત્યાં થવી પ્રત્યક્ષ જો લક્ષ રાખ્યું ભાનથી.

નકામો કોઈ વિચાર નકામી ઊર્મિ તે કશી
નકામું સ્થૂળને યે તે વેડફી દેવું ના કદી.

ઉપયોગ બધાંનો યે ભાવયોગ્ય કર્યાં કરી
પોતે જન્માવવાનું છે હૈયે જીવનને ફરી.

જાણીએ ધ્યેય પોતાનું જાણીએ ક્યાં જવાનું છે,
બુદ્ધિથી જાણીએ કે 'શું શું યોગ્ય કરવાનું છે'

બુદ્ધિનું સમજેલું તે સાવ ઉપરચોટિયું
કશા પ્રાણ નથી એમાં જેથી આગળ કૈં ધપો.

વિકાસ માટ આધાર માત્ર સાધન તો ગુરુ
ફેરફાર થવા કાજે એને યોગ્ય રહ્યાં જવું.

સર્વશ્રેષ્ઠ પ્રભુભાવ તોલે આવે ન એનો કૈં
ગુરુ પગથિયાં રૂપે મથો જો ચઢવા ઊંચે.

વારો ભોગવવા આવે ગુરુને એથી તો ઘણો
પ્રેમ જો હો ગુરુ પ્રત્યે તેવું નિમિત્ત આપણે
એના ભોગવવા કેરું થવું ના ઘટતું કશે.

મહત્તા કેરી જ્યાં છાપ બધાંનું ચિત્ત ત્યાં ઠરે
પૂજે સર્વ મહત્તાને ઓછા કૈં સત્યને ચહે.

નામનાને ચહે વિશ્વ નામના માગતાં બધાં,
નામના છાપથી વિશ્વ કેવું મુગ્ધ કરે રહ્યાં !

એકલવાયું રે'વાનું અજાણ્યું સર્વ કોઈથી
પોતાનામાં જીવી ઊંડું કોકને વધવું ગમે.
એકલા કે બધાં સાથે પ્રશ્ન તે ના મહત્ત્વનો
ગમે તે સ્થિતિમાં યે સૌ વિકાસ કરવો રહ્યો.
જે વિકાસ થતો હોય એનાથી મ[illegible] કાઢવું
સૌનો યે તે વિકાસાર્થે ઉપયોગ કર્યાં જવું.
પૂજા, આદર કે આપો, મહત્ત્વ એનું કાંઈ ના
કિંતુ એનાથી શો પામો લાભ એ જ મહત્ત્વ ત્યાં.
પોતપોતાની મેળે સૌ ખોળવું, પામવું રહ્યું;
પુરુષાર્થ કૃપા સાથે પૂરો ભેળવતાં જવું.
"બધું કોક કરી દેશે" મિથ્યા એ ભ્રમણા ખરે!
પ્રત્યક્ષ સ્હાય, જો પોતે સાચી રીતે મથ્યાં કરે.
લેવાનું વ્હાલું લાગે છે, આપવાનું ન લાગતું;
કરે આપ્યાં બધું યે જે, લેવાનો હક્ક પામતું.
અપેક્ષા આપવામાં તે ધારવી આપણે ન કૈં
પોતાના કાજ જે તે સૌ જીવને કરવું ઘટે.
ભાવ ઉત્કટ જો હૈયે, આપતાં હર્ષ જન્મશે
પ્રેમ તો આપી આપી સૌ સાધ્યાં વિકાસ શો કરે!
પ્રેમ પોતાનું ના રાખી વ્હાલાને સૌ ધર્યાં કરે
સંતુષ્ટ પ્રેમીને રાખે સર્વ ભાવે બધી રીતે.
ગણે ના કશું પોતાને શ્રીજીને સર્વ કૈં ગણે,
શ્રીજીની ભાવના જ્યાં ત્યાં જેમાં તેમાં ભર્યાં કરે.
ખાલી ખાલી હૃદે એવું ધારણા ધારવા થકે
કશું ના વળવાનું છે પોતામાં ભાવ જો ન કૈં.

ધારણા ઊંડીમાં એવી હૈયાના પ્રાણ જો ધરે
ઉઠાવ્યા વિણ તે છાપ આપણામાં નહીં રહે.
આપણામાં પડયે છાપ સાચી જાણવી ધારણા
એ રીતે સૌ ગ્રહી લેતાં રે' ફસાવાનું ક્યાં ય ના.
આપણી આસપાસે જે બન્યાં હો કરતું બધું
જાણતાં રે'વું જોઈએ તાટસ્થ્યે રૈ' હૃદે ઊંડું.
પ્રસંગો સર્વ સામાન્ય જે જે નિત્ય બન્યા કરે
તેનાથી જિંદગી સૂક્ષ્મ વણાયાં કરતી રહે.

૩

"ડૂબતો પકડે કેવું જે તે કૈં હાથ આવતાં
કેમે યે તે ન છોડી દે" તમન્ના એવી દિલમાં
પ્રગટેલી પૂરી, તેને આધાર જોઈએ ન કો.
કોઈના કામને સારુ અસ્તિત્વ યોગ્ય હો કશું
સાથે જીવ્યું બને એવું, જીવ્યું લેખે થયું ગણું.
બંધાવાનું ન કોઈમાં જીવને રાખવું કદી
જોડાવાનું ભલે રાખો કામને કાજ ખંતથી.
હૈયાને એક આધાર જીવને જાણવો ખરો
બીજાંને ગણવા જાતાં ગોટાળામાં પડી જશો.
સત્ય મેળવવા જેણે હૈયે હામ ભીડી હશે
બંધાશે તે કશામાં ના પોતાને ઓળખ્યાં જશે.
હું કહું એટલા માટે ના સ્વીકારવું રાખશો
વિચારી શ્રેય પોતાનું લાગ્યે યોગ્ય, સ્વીકારશો.
યોગ્ય ને સત્ય જો લાગે તો તે સર્વ સ્વીકારવું
ધારણા એમ રાખીને લેવાનું સર્વ રાખવું.

જે જે સર્વ કમાતા હો મૂક્યાં સર્વ પદે કરો,
ભાર ના રાખશો માથે કશાનો ય કશા વિષે.

સારાખોટાતણો ખ્યાલ કહેલું વર્તને થતાં
ઊડી ગયો હશે, ત્યારે બેઠો વિશ્વાસ તે ગણું.

સત્ય આધાર ના રાખે કોઈ વ્યક્તિની ઉપરે
પોતાના ઉપરે સત્ય હૈયે આધાર ધારશે.

હૈયે લાગેલ છે જેને મહત્ત્વ સત્યનું ખરું
ગાળવાપણું એવાને કશામાં ના રહે કશું.

કોઈના સ્થૂળને યે તે એમી ના પકડી રહો,
સૂક્ષ્મની ચેતનાશક્તિ ઉદ્યત ગ્રહવા ચહો.

જીવન જિંદગાનીનું ગ્રહ્યાં જે જે કરે હૃદે
ક્યાં ય સંશય એવાને કાંઈ યે ના રહ્યાં કરે.

લેવાદેવા ન ક્યાંયે છે સંસ્થા, સમાજ, સાથ તે
જે રીતે ખપમાં આવે તે રીતે ઉપયોગો તં.

જીવનતત્ત્વની સાથે હૈયે સંબંધ એકલો
મર્યાદા તત્ત્વને ના તે જ્યાં ત્યાંથી તે લીધાં કરો.

મને મહત્ત્વ ના આપો, આપ્યાં તે સત્યને કરો,
સર્વ શ્રેષ્ઠ ગણી ભાવ એને યોગ્ય મહત્ત્વ દો.

તમારી પાસથી મારે કાંઈ ના જોઈએ કશું
જ્યાં ત્યાંથી જોઈએ મારે જીવન એકલું ખરું.

વ્યવહાર બધો જે તે એ રીતે રાખશો ભલા !
એ રીતે ખપમાં લાગે બાકી મિથ્યા બોજું સદા.

વ્યક્તિ પરંપરાથી સૌ સત્ય મહત્ત્વનું ઘણું
સત્યને પકડી રાખી તેવા ભાવેથી જીવવું.

વિધિ કે માન્યતાઓમાં રહેવું જકડાઈ ના
ભાવપ્રાગટ્ય અર્થે સૌ તે તે છે ખપનું ભલા !
અર્થની પ્રાપ્તિને કાજે પ્રવૃત્તિ એકધારી શી
કર્યાં લોક કરે વિશ્વે, તેવું આમાં કરો ચહી.
કહ્યાનો સાર ઊગેલો લાગ્યો જ્યાં સુધી ના કશો
જોશ પોતા થકી પૂરું નીકળ્યાં કરશે ન તો.
પોતાને લાગશે જ્યારે મહત્ત્વ ઉર વીંધતું
આપમેળે થશે ત્યારે જે તે કાંઈ રૂડું બધું.
જીવન જિંદગીના તે સાથે સૌ પ્રેમ લાગતાં
ગ્રહાયાં સૌ કરાશે ત્યાં સર્વથી યોગ્ય ભાવમાં.
વરસાદ બધે વર્ષે બધાંને ઉપયોગનો
મર્યાદા આપણી એને મર્યાદિત કર્યાં કરે.
જીવન સાથ ભેળાયાં જો ભાવે કરશો હૃદે
બધાંની સાથ જોડાશો ભાવયોગ્યપણે બધે.
જીવન સાથ જોડાશો તમન્ના લાગતાં ખરી
તમન્ના ઉરની એવી ધકકેલ્યાં કરશે પછી.
ઇચ્છાઓ સર્વ નિર્મૂળ જીવને કરતાં જવું,
કશામાં ચોંટી ના રે'વું વિના ભાવ કહીં ઊંડું.
હૈયાના હેતુમાં મસ્તી શી ઉન્મત્ત ભર્યાં કરો
હુંકારી હોડીને ભાવે લક્ષ જ્યાં ત્યાં સદા ધરો.
હૈયાના હેતુમાં પ્રાણ ઊગ્યા જો કરતો હશે
ઊભેલા પ્હાડ રસ્તામાં તે વિખેરાઈ સૌ જશે.
તમારી પાસ જે મૂકું હૈયામાં તે ઊગે ન જો
કૃપા દાખી કરો ના તે મારી કાજ જરા ય તો.

તમોને લાગવા દેજો પૂરેપૂરું હૃદે ખરું
હૈયે ઊગેલું તે એવું આપશે કામ સૌ રૂડું.
તમારામાં પરોવાનું મારે તો ભાવ કાજ સૌ
તે કાજે ભાવની યોગ્ય સૌ કરવાનું રાખશો.
કોરે મૂકી બધું જે તે સત્યને વળગ્યાં કરો,
સત્યની તે કસોટીથી જેને તેને ચહ્યાં કરો.

કરાંચીથી અમદાવાદ આવતાં : તા. ૧૪-૯-'૪૩

## કર્મનો ફલિતાર્થ

### અનુષ્ટુપ

જે પ્રભુત્વ રહેલું છે ગૂઢમાં ગૂઢ જીવને
થવા પ્રાકટ્ય તે માટે નિમિત્ત કર્મ સાધન.
ચેતનાશક્તિના ભાવે મૂલ્યાંકનો સનાતન
ઘટે છે જાણવા સૌનાં યોગ્ય તે માપ-નિયમ.
ચૈતન્યે જે અવસ્થા સૌ મથે પ્રાકટ્ય તે થવા,
તે પરે સર્વ આધાર રહેલો કર્મમાં સદા.
સ્વરૂપ મૂર્ત ચૈતન્ય આપવા કર્મ સૌ મળે,
કર્મમાં હેતુ ને જ્ઞાન રાખવાં તેથી જીવને.
આબેહૂબ પ્રતિકૃતિ ચેતનાતણી જે નથી
એવાં કર્મતણું મૂલ્ય લગારે જીવને નથી.
ચૈતન્ય-અંતરેથી સૌ કર્મ તે જન્મવાં ઘટે,
કર્મનું મૂળ ચૈતન્યે રે'વું તે આપણું ઘટે.
દ્વંદ્વાદિ અસરોથી કૈં જે જે કર્મ થયાં કરે
ચેતનાશક્તિ પ્રાબલ્ય* ઓછુંઓછું કર્યાં કરે.

રાગમોહાદિથી મુક્ત ભાવને અર્થ કર્મ સૌ
જેમ જેમ થતાં રે'શે, ચૈતન્ય તેમ જાગશે.

આલંબન લીધેલું છે જેનું ભાવ જગાડવા
હૈયામાં શ્વાસ તે એનો કરો રાખ્યાં કૃપાર્થો ત્યાં.

પ્રાણવાળી સ્મૃતિ એની હૈયે જો ચેતતી રહે
ઉપજાવ્યા વિના ભાવ તેવી સ્મૃતિ ન તે રહે.

સગુણ ઈશનું રૂપ ભાવ પ્રત્યક્ષ જાણશો
જીવવું ભાવને કાજે પ્રત્યેક પળ તોળશો.

ભક્તિભાવ વિના કાર્ય થવા દેવું કદી ન તે
નહીં તો ભાવ ને કર્મો એળે તે મારી નાંખશે.

ભાવને જીવવા કાજે કર્મનો આશરો ગ્રહો
મહત્ત્વ ભાવને આપો કર્મમાં લક્ષ રાખો સૌ.

માનવીનાં બધાં કર્મ તે ચૈતન્ય હણાવો દે,
કેટલી વાર શો ભાવ મારી નાખે બધો ય તે!

## માલિની

ઉરમહીં પ્રકટેલો પ્રેમ પ્રત્યક્ષ કર્મે
જરૂર સ્ફુરવશે તે ભાન પોતાનું સર્વે;
કશું ન ચસકવા દે આમથી તેમ ક્યાં યે
નહીં જળ જ્યમ વ્હે છે મત્સ્ય, તેવું વહાવે.

સતત સ્મરણ હૈયે ભક્તિના ભાવવાળું
મનનું વલણ એનું ના જશે આડફંટું;
ઉરમહીં ઉપજાવે ચેતના-શક્તિ ગૂઢ
અનુપમ મન શાંતિ એહની કાંઈ ઓર!

ભડભડ બળતી છો આગ ચોપાસ હોય,
કંઈક વળી ઉપાધિ એહને શિર હોય;
કશું ય પણ ન એને લાગશે, ચોંટશે તે
સરળ સરળ રીતે વ્હેં જશે એનો મેળે.

અનુષ્ટુપ

હૃદે નિશ્ચિંતતા એની ડોળાશે કોઈ રીત ના,
પોતાના ભાવને યોગ્ય રહે તે લીન કર્મમાં.

કુંભકોણમ તા. ૨૨-૯-'૪૬

## આંતર વૃત્તિ-યુદ્ધ

અનુષ્ટુપ

ક્રિયા ચિત્તંત્રની સર્વ રહ્યા એકાગ્રયે વિના,
દ્વિધા થયેલું ચિત્તંત્ર થાય તે બળવાન ના.
ચિત્તના સર્વ ધર્મોને એક ભાવ તળે પૂરો
પ્રયત્ન લાવવા કેરો આત્મસંયમ જાણવો.
માનવી પ્રકૃતિની જે નીચલી ભૂમિકા તણી
લઈ જનારી વૃત્તિઓ જીવને વાળવી રહી.
ક્રિયા તે કરણોની સૌ ઊર્ધ્વગામિની ભાવથી
ઘરે લાવવી કાબૂમાં ચૈતન્યશક્તિ પામવા.
લગામ જેમ ઘોડાને અંકુશવર્તી તે રહે
દોડવાની છતાં શક્તિ કરી કુંઠિત ના શકે.
ઊર્ધ્વગામી થવા વૃત્તિ હૈયે સંયમ-ભાવમાં
કળા જે પામવા ચાહે તે તે મથે તેમ સદા.

ઊર્ધ્વમાં ઊર્ધ્વ ચૈતન્ય-શક્તિ ભાવ પ્રતિ દશા
જીવને સૌ થવા કાજે તેવો સંયમયોગ્ય ત્યાં.

એક તે જાતનો તેવો કોઈ સંયમ ત્યાં ન છે
ભૂમિકા જેવી જેવી હો જુદો સંયમ તેમ છે.

માનવી એક જે માને ભાવ સંયમનો હૃદે
બીજાના જીવને તેથી જુદો સંયમ તે બને.

જેમ જીવનનો ઊંચો ભાવ હોય ખરેખરો
હોયે સંયમનો તેવો વધ્યાં મૂળ કરે ઝરો.

સામાન્ય માનવી જેને માને સંયમ જીવને
તેના ભાવ થકી ક્યાંયે જુદો **સંયમ** તે ખરે !

જેમ જેમ થવાતું રે' ઉચ્ચ ઊર્ધ્વ દશા વિષે
મર્યાદા સંયમે ત્યાં ત્યાં મેળે ઓગળતી જશે.

બુદ્ધિની તર્કશક્તિથી પામી સંયમ ના શકો
બુદ્ધિને છેતરી વૃત્તિ ભોગવી ભોગ લે સહુ.

ભોગેચ્છા-વૃત્તિ તો સૂક્ષ્મ પોતાના વ્હેણમાં જતાં
કેળવેલો ન હો કાબૂ બુદ્ધિ આપે શું કામ ત્યાં ?

કાબૂ કેળવવા કાજે સાધનાની જરૂર છે,
તાટસ્થ્યે વૃત્તિઓ સાથે ખેલવું શુદ્ધ જીવને.

કશી લેવા ન દેવા હો વૃત્તિઓ સાથ જન્મતી
વર્તવું જાગૃતિ રાખી એકાગ્રી ભાવના કરી.

જુદી જુદી કંઈ વૃત્તિ ઊઠ્યાં સૌ કરશે, ભલા !
તેનાથી જો તણાયાં તો શક્તિ ગુમાવશું તદા.

અનેક જાતની વૃત્તિ ડો'ળાવ્યાં કરશે સદા,
પોતાને દેવું ભેળાવા તેમાં તો ના જરાય ત્યાં.

'પોતાને વૃત્તિ ઊઠે છે' એવું ભાન થવું ઘટે,
જેને ના ભાન એવું રે' તેવો તે શું કરી શકે?
જેને રે' ભાન વૃત્તિનું તે સાથે જાગૃતિ ધરી
તાટસ્થ્યે વૃત્તિની સાથે રહેવા મથવું તહીં.

કામ, ક્રોધ અને લોભ, મોહ, મત્સર ને ઘૃણા,
અહંતા કેરી વૃત્તિઓ ઊઠે માનવીને સદા.

તે સાથે યુદ્ધ મંડાવા શક્તિ જાગી ન જો હશે
તાટસ્થ્યને ય શી રીતે રાખી તે શકીશું હૃદે?

ખાલી ખાલી નથી આ સૌ વાતો બુદ્ધિતણી ખરે
એમાં તો ખેલવાના છે મહા કૈં જંગ જીવને.

બેઠી રે'વાથી શી રીતે કાંઈ પાલવશે કશું?
સૂતેલા સિંહને મોઢે ભક્ષ્ય પોતે નહીં પડે.

નીચલી ભૂમિકાની જે વૃત્તિઓ ઊઠતી બધી,
ચેતીને એહને તાબે મોહથી ત્યાં થવું નહીં.

નીચલી ભૂમિકાની સૌ વૃત્તિના ભોગની સ્પૃહા
ઘટે ના રાખવી હૈયે, દબાવ્યાં ના કરો છતાં.

થતાં ઘૃણા, બીજી બાજુ પ્રેમની ભાવના હૃદે
એના પ્રત્યે જગાડીને સૌમ્ય ભાવે પ્રવર્તજે.

સામાની પ્રકૃતિથી કૈં જો જવાબ મળે નહીં
સ્પૃહા કે પરવા શાને આપણે ધરવી તહીં?

આપણે આપણા કાજે સર્વ કાંઈ કર્યાં જવું,
પ્રભુનો ભાવ રાખીને સર્વમાં ચિત્ત ધારવું.

પ્રભુને સાક્ષી રાખીને ખુલ્લેખુલ્લાં થયાં જવું,
બાહ્યાંતરે પ્રભુભાવે એક શું ત્યાં વહ્યાં જવું.

એક બાજુ હૃદે ભાવ જેવો હો તેવું વર્તવું
જીવને જો બને ના તો, મિથ્યા તે ભાવ જાણવો.
વર્તને હેતુનું જ્ઞાન આપણું જેવું રે' હૃદે
વિકાસ તેટલો થાય જીવને સર્વ નિશ્ચયે.
'વર્તને શો રહ્યો હેતુ કે હૈયે ભાવ શો રમે'
જણાયા તે વિના ના રે'; જાણીતો તે બધું ફળે.
કબૂલી સર્વ દેવામાં પોતાનું સાચું હોય જે
વ્હાલાં તો થઈશું ભેળે પ્રભુને બહુ આપણે.
સંતાડી તે શકીશું શું પ્રભુથી આપણું કશું ?
સંતાડે છે પ્રભુથી જે તે એને વ્હાલું હોય શું ?
બોલવું એક ને બીજું વર્તને કૈંક જો વસે
થાય આઘાત ત્યાં કેવો વલોવાય શું ઉર તે !
સીધેસીધું જ તેથી તો સ્પષ્ટ જે હોય તે બધું
ભલેને તેથી ખોટાં છો આપણે લાગીએ વધુ.
જેવું હોય થતું સૌ તે ખરા રૂપે જણાવવું
કશું છાનું ન ત્યાં રાખી જાત છુપાવવા જવું.
પ્રભુના ભાવને કોઈ ભુલાવે નાંખી ના શકે,
ભુલાવે નાંખવા જે કો જશે, પોતે ભૂલું પડે.
વૃત્તિઓ કોઈથી છૂપી કોઈની તે રહે નહીં,
જણાઈ તે જવાની છે કોક એકાદ બોલથી.
પ્રભુને સર્વ ભાવેથી હૈયામાં રાખવો હૃદે
પોતાનો કરીને એને ઘટે રીઝવવો ખરે.
અંતર્યામી પ્રભુ પોતે આપણું સર્વ જાણતો
એવાને ઉર પોતાનો એ રીતે જ કર્યા જવો.

કુંભકોણમ્ ; તા. ૨૩-૯-'૪૩

## સ્વજનોને હૃદયપુકાર

### શિખરિણી–મંદાક્રાન્તા

તમે સાથે જો ના કંઈ પણ રહો, ને રહેવા મને તે
તમો સાથે સોંપો, તમ મહીં હશે બુદ્ધિ શી તે જણાશે!
તમારો શું હું તો મજૂર સમજો? વેઠ કેવી કરાવો!
છતાં યે ના એનું પણ જરી રહે ભાન હૈયે તમારે.

કરો શું શું એનો જીવન પૂરતો ખ્યાલ પૂરો રહે ના,
અને ત્યાં હેતુનું કહીં થકી પછી જ્ઞાન ને ભાવ રે' ત્યાં?
પછી તે કર્તવ્યે પ્રિય સ્મરણને કેવી રીતે ધરાયે?
વખા આવા શાને મુજ જીવનમાં રે! સહેવા પડે તે!

જતાં આડાં તેડાં, ભમર ચકડી 'ક્યાંનો ક્યાં શી ફરો છો?
'પ્રસંગોનું શાને જીવન મળવું?' ભાન ના એટલું તો;
ગધેડું યે છો ને મુજ કંઈ ભલે ભાવ પૂછે ન સ્હેજે,
મને જેઓ કિંતુ પ્રિયજન ગણે, ભાવ ક્યાં શો પૂછે છે?

મને ખાલી ખાલી 'પ્રિયજન' ગણો; ના સહેવાય હૈયે
મને છુટ્ટી દેવા મન ચહતું હો તો રજા પ્રેમથી છે;
પરંતુ ખાલી સૌ જીવવું સહુનું ખૂંચતું ખૂબ સાલે
તમન્ના હૈયામાં બળતી કરીને જીવો એને જીવાડો.

લઈ લેવી હોયે મુજ થકી રજા તો તમોને મળેલી
–ગણી સૌ લેજો તે; મુજ તરફનાં કોઈ ના બંધનો છે;
છતાં મારે હૈયે મુજ પ્રિય બધાં ખાંડ ખાવા તણાં ના,
રહો ના ચેતેલાં વળી ઉપરથી માર મારો મને કાં?

તમારો પોતાનો તમ મહીં કશો દોષ કાં ના જુઓ છો?
પછાડીને શાને તગડ અમથી કાં મને તે કરાવો?
તમારી સંગાથે કહીં કહીં તણા વા મને શા ચખાડો!
અરે! આનાથી તો પડી ઉકરડે તે રહેવું જ સારું;
ભલે આને કોઈ નિજ મન તણી કલ્પના વ્યર્થ ધારે
પરંતુ એ તો છે હૃદયતણુખા કારમી કો વ્યથાના.
હું તો એવું મારું પ્રભુ તરફનું કર્મ જે જીવવાનું;
પૂરેપૂરું સૌનું મુજથી બનતું યોગ્ય ભાવે કરું છું;
રહેવું તાટસ્થ્યે વળી પ્રભુતણો હેતુ યે ચૂકવો ના,
તમો સૌને તેથી સતત હૃદયે આમ ચેતાવતો ત્યાં.

કુંભકોણમ : તા. ૧-૧૦-'૪૩

## આત્મનિવેદન

### અનુષ્ટુપ

જેને જેટલું જે કૈં હો મળવાનું મળ્યાં કરે,
ભૂમિકા કિંતુ પાક્યા સૌ વિના કાંઈ બને ન તે.

### શિખરિણી-મંદાક્રાન્તા

વિના સંકોચે જે મન હૃદયને ભાવથી ઠાલવે છે
ભલેને લાગે કે હૃદય તમને ના પ્રભુ સાંભળે તે,
હૃદે કિંતુ જ્યારે ઝળહળ થતી ભાવના જાગી ઊઠી
પરોવી કર્મે જ્યાં પ્રભુપદ ઢળે, સાંભળે તુર્ત શ્રીજી.
કહેવામાં એને મન હૃદયથી સર્વ ખુલ્લાં થવાનું,
કહેવામાં એને લળીલળી હૃદે ભાવનું વ્યક્ત હોવું;
કહેવાનું રાખો ચરણકમળે જે કર્યાં સૌ કરો તે
વધારો એ રીતે પ્રિય પ્રભુતણો પ્રેમસંબંધ હૈયે.

કુંભકોણમ : તા. ૨-૧૦-'૪૩

## આચારરહસ્ય

### શાર્દૂલવિક્રીડિત

જે તે કાર્ય કર્યાં કરે પણ છતાં, તે કાર્ય માંહીં હૃદે
ચૈતન્યે રસ રાખશે પકડી જે તે કાર્યથી મેળવે;
તો જે કાર્ય લીધું હશે ભલું થશે, ભાવે ઝગારો થશે
માટે ચિત્ત ધર્યા કરી પ્રભુપદે આવી ચઢ્યું સૌ કરો.

### અનુષ્ટુપ

ધર્મ–આત્મા પુરાયેલો આચારપિંજરા વિષે
આચાર–કોટલા બ્હાર એને તત્ત્વ જગાડજો.

સૌ આચાર કરેલા તે શક્તિને પ્રકટાવવા,
કિંતુ આચારમાંથી સૌ ધર્મપ્રાણ જતા રહ્યા.

આચાર મુડદાં જેવા આજે તો પ્રચલિત છે
એને જે ગ્રહી રાખે છે મેળવી પ્રાણ ના શકે.

કિંતુ આચારને જેઓ ભાવજ્ઞાન હૃદે થવા
સ્વીકારે છે પ્રભુ કાજે જન્મે તે થકી ચેતના.

કુંભકોણમ : તા. ૩–૧૦–'૪૩

## ગુણ–ચૈતન્યશક્તિપટ

### અનુષ્ટુપ

તમારું જીવ્યું જો જ્ઞાને ભક્તિ ને ધ્યાનયોગથી
પ્રભુભાવ ધરી હૈયે થતું હો, ખપનું બધું.
કોઈ કે'શે પૂરું એવું થાય શેં એકસામટું?
કિંતુ અભ્યાસ પાડયાથી શક્ય ના શું થવું કશું?
અભ્યાસ પાડતાં રે'વું હૈયે લક્ષ ઊંડું ધરી,
દૃષ્ટિ, વૃત્તિ અને ભાવ પરોવ્યાં કર્મમાં કરી.
પ્રત્યેક પળ જે જીવો, જીવો તે જ્ઞાનપૂર્વક,
જીવ્યાના હેતનું ઊંડું લક્ષ રાખ્યાં કરો દિલ.
પ્રભુને પામવા ચાહો કિંતુ ઊંઘ્યાં હજી કરો
ચાલશે કેમ એવું તે, કૃપાથી લક્ષમાં ધરો.
પ્રકૃતિના સ્વભાવેથી દોરાયાં ના જલું ઘટે,
સ્વતંત્ર એર્થો કો શક્તિ છે, ધારી વર્તવું હૃદે.
પ્રકૃતિના પ્રવાહો સૌ મિથ્યા કિંતુ ન તે ગણો,
તેમાં સૌ ભાવ મૂકીને કક્ષા એની ઊંચી કરો.
પ્રકૃતિના ત્રણે ગુણો જીવને કામના ખરે,
ગમે તેવી ભલે કક્ષા, કોક આધાર જોઈશે.
આધાર જેટલો શુદ્ધ, દિવ્ય તે જેટલો હશે
જાગેલી ચેતનાશક્તિ પ્રાણ તે વધુ પ્રેરશે.
વૃત્તિઓ ઇંદ્રિયોની જ્યાં જે જે વેળા ઊઠ્યાં કરે,
હૈયાનો ચેતના–ભાવ વહેવા સાથ દો ખરે.

જાગેલી ચેતના-શક્તિ વૃત્તિઓ સાથ જ્યાં મળે
કરે જ્યાં બેસવું વૃત્તિ, ત્યાં હૈયા-ભાવ સ્પર્શશે.
વૃત્તિનો મૂળ ઉદ્દેશ ત્યાં ફલિતાર્થ ના થશે,
વૃત્તિનાં મૂળ એ રીતે ફેરવાતાં તદા જશે
તે વેળા કિંતુ શક્તિને શકો જો રાખી સાથ તે.
પુરુષ-પ્રકૃતિ જ્ઞાને વિવેકશક્તિ, સત્ત્વ દે
અનાસક્તિ પરાવૃત્તિ સંપૂર્ણ રાજસે રહે
જીવનાસ્તિત્વ ને પૂરી સમતા તામસે રહે.
દૈવી તે ચેતનાનું દે કામ ગુણો ત્રણે ખરું,
ભાવે તટસ્થ જો પોતે બેઠો જોતો રહે બધું.
કુંભકોણમ : તા. ૬-૧૦-'૪૩

## કર્મથી પ્રકૃતિ-રૂપાંતર

### અનુષ્ટુપ

આમતેમ કરે કોઈ તેમાં જીવ ન ઘાલવો,
સૌ સ્વભાવની રીતે તો વર્ત્યાં તે કરશે બધું.
આપણું સાંભળ્યું પોતે સાંભળીએ ન આપણે
આપણું શી રીતે બીજું પછી સાંભળશે જગે ?
આપણે આપણું પૂરું સાંભળ્યાં કરવું હૃદે
આડાં જો આવતાં બીજાં જવા દેવું ન ચિત્ત ત્યાં.
તેથી કદાપિ તો કામ પૂરેપૂરું થશે નહીં,
બગાડો કૈં થશે, તેથી થાય ઉદ્વિગ્નતા વળી.
તે સ્વભાવથી એવું તો લગાડ્યાં કરશે ઘણું
બની કિંતુ શકે જે સૌ સાચવ્યાં કરી શાંત રે'.

સાચવી સાચવી તે શું સાચવી શકશો બધું?
જાણી જોઈ છતાં ઊંધું થવા દેવું ન કં કશું.
સંભાળ કાળજી રાખ્યાં થતી સૌ કરવી બધી
છતાં તેમ થતાં ઊંધું સ્વસ્થતા દિલ ધારવી.
ઉકળાટ કરી એવું ઉશ્કેરાઈ ન કૈં જવું,
ચિત્તને શાંત રાખીને યોગ્યતાથી પ્રવર્તવું.
"પોતાની પ્રકૃતિ સામે સામાના રૂપમાં ઊભી
"કેવી હરાવવા ચાહે!" લક્ષ તે રાખવું મથી.
કોઈ ના આપણી સામે બીજું પ્રત્યક્ષ ત્યાં વસે
સ્વભાવ ચાલબાજી શી નવીનવી ધર્યાં કરે!
છેતરાઈ રખે તેથી જવાયે આપણાથી ત્યાં
ચેતીને જાગૃતિ ધારી મંડ્યાં ત્યાં રહેવું સર્વદા.
દુઃખાદિ, ગ્લાનિ સૌ શોક આવ્યાં તે કરશે સદા,
સ્વાભાવિક ક્રમે એ તો નિત્યના પ્રકૃતિતણા.
તેથી હેરાન લેશે યે થવાનું નવ રાખવું,
હૃદે સ્વસ્થપણું શાંતિ રાખવાનું જ ધારવું.
હાલી ના જવું કો રીતે એકધારું વહ્યાં જવા,
જીવતોજાગતો યત્ન જીવને તો જવો કર્યાં.
ચાલતું આપણાથી સૌ આપણે તો કર્યાં જવું
હૈયે ધારવું ઊંડું કે કૃપાથી એની સૌ થતું.
"જીવની કેળવાવાને ભૂમિકા યોગ્ય" હેતુ તે
દુઃખ ક્લેશાદિનો સૂક્ષ્મ વિશ્વની રચના વિષે.
આત્માના આર્ત પોકારે સંભાર્યાં પ્રભુને કરો
કૃપા એની કરો વાંછયાં, માગ્યાં તે પ્રેમથી+ કરો.

+ ભક્તિથી

હૈયે નીરવતા પૂરી ભાવ નિશ્ચળ જ્યાં થતાં
અભિવૃદ્ધિ થશે હૈયે ચેતનાશક્તિની તદા.
વિચારોની પરે કાબૂ જ્ઞાનપૂર્વકનો થતાં
ખ્યાલ તાટસ્થ્યનો યોગ્ય તે વેળા જન્મશે ભલા !
આપણામાં રહેલી જે ચેતનાશકિતનું હૃદે
પૂરું ભાન થયા વિના ફ્વાએ ના કશું કશે.
પહેલાં દિવ્ય શકિતની પ્રતિષ્ઠા ત્યાં થવી ઘટે,
એનાથી કામ જે લે છે, એના પોબાર સૌ પડે.
આપણામાં થયાં જે તે કરે, તેનાથી જુદું તે
ઈશ્વરી તત્ત્વ, સૌ કર્મે ધારણા તે ધરો હૃદે.
તણાઈ કે જવાતામાં 'રૂપ તે આપણે નથી,'
ધારી તેવું, જુદું રે'વા થવાને મંડવું મથી.
ધારણા આત્મશકિતની ઊંડી દૃઢાવવી હૃદે,
કોરી તે ધારણા ખાલી કરે રહ્યાં ન યોગ્ય તે.
સ્વભાવે વૃત્તિ જે ઊઠે તેમાં ના ભળો કે જવું,
'પોતે જુદા ઊભા છીએ' તે પ્રમાણે જ વર્તવું.
વૃત્તિથી નવ દોરાઈ જવાનું રાખવું કશે,
જલતી જાગૃતિ રાખો દેવતા જેવી તે હૃદે.
કર્મમાં ભાવ હૈયાનો ઉતાર્યા કરવો ઊંડો
કિંતુ તાટસ્થ્ય તે સાથે રાખવાનું ધર્યા કરો.
જે તે સાથે કશું વર્તો, પ્રમાણિકપણે રહો
હોય એક બીજું તેથી બતાવાનું ન રાખશો.
પાકું વિવેકનું ભાન યોગ્યાયોગ્યતણું હૃદે
આપણે રાખવાનું ત્યાં ભૂલવાનું નથી કશે.

અમાનિત્વ, અદંભિત્વ, નિરભિમાન ને ક્ષમા
નિરાસક્તિ બધાં પ્રત્યે કેળવ્યાં કરવાં સદા.
પૂરી સરળતા હૈયે ફૂલના જેવી કુમળી,
કેળવ્યાં કરવાની છે ભાનજ્ઞાનવતી વળી.
બોલેલા બોલનું પૂરું પાળવા સર્વ તે કરો
'કિંતુ તે વેળની કેવી ભૂમિકા' લક્ષ રાખજો.
રાગમોહાદિ વૃત્તિથી બોલેલાની અયોગ્યતા
જણાતાં પૂરું એ રીતે બંધાયેલાં ન પાળવા.

કુંભકોણમ : તા. ૧૨-૧૦-'૪૩

## કર્મકૌશલ

### અનુષ્ટુપ

તૈયારી આપણી જો ના પ્રભુ પ્રત્યક્ષ આવતાં
લેવાશે લાભ એનો ના કોઈ રીતે હ્રદે જરા.
આપણી દૃષ્ટિ ને વૃત્તિ હૈયાના ભાવની બધી
એના પ્રત્યે કરો રાખ્યાં ઊંડામાં ઊંડી ખંતથી.
એની સામે રખે મૂકો કોઈ જાતની માગણી,
પોતાના કૈં વિચારોનો ત્યાં ના આગ્રહ ધારવો.
'આવી કે તેવી રીતે તે હૈયા માંહી મને ઘડે'
એવી ના ધારણા કોઈ રાખવી ચિત્ત આપણે.
સ્વીકાર કરવા કાજે સ્થિરતા મનની કરો
ચેતના જાગૃતિ રાખી પ્રકૃતિથી ન કૈં કરો.
આવેશ પ્રાણના ગૂઢ અંતરે તે પ્રવેશીને
ઇચ્છા જાણે પ્રભુની હો પોતે દેખાવ શો કરે!

ચૈતન્યશક્તિ હૈયાની પૂરેપૂરી જગાવવા
વિના તે સાધના એવું આપણું થવું શક્ય ના.

પ્રભુની ઉપરે ભારે હોવી નિર્ભરતા ઘટે
કિંતુ સૌ ચેતનાથી તે આપણાથી થવું ઘટે.

તામસી પ્રકૃતિવાળા જડતામાં રહ્યાં કરી
પોતે એવું કરે છે સૌ માન્યાં એવું કરે કદી.

માનવી સર્વ આધાર શ્રદ્ધા, વિશ્વાસ, તે બધાં
નીચલી ભૂમિકાનો કૈં ભોગ ના જ ઘટે થવાં.

પ્રભુના માર્ગમાં જે જે અંતરાય રૂપે બને,
ખરા હૈયાથી એનો સૌ ત્યાં ઇન્કાર થવો ઘટે.

કિંતુ તેવું થવાવામાં જ્ઞાનપૂર્વક તે કરો
કર્યું ના કર્યું બાકી તો મિથ્યા તે સર્વ જાણજો.

પ્રભુનો વેશ કૈં ખોટો અવિદ્યા અંધકાર તે
લઈ આવે કંઈ વેળા, તે વેળા ચેતવું હૃદે.

એકલા પ્રભુ સામે જે જોયાં જ કરતો હશે
ભરમાઈ જવા એને શક્યતા ના કદી કશે.

'જે જે કામો કરો તે તે પ્રભુની શક્તિથી કરો'
હૃદે સૌ ધારણા એવી જીવતી ત્યાં જગાડજો.

જે જે કામો કરંતાં હો પ્રભુને કાજ સૌ થતાં
દિવ્ય ઊંડો હૃદે ભાવ ધર્યાં જવો જ કર્મમાં.

'કર્યાં સૌ જે કરો છો તે કરો છો પ્રભુકાજ સૌ
ઊંડી ઊંડી હૃદે લક્ષે જીવતી ધારણા ધરો.

ખાલી ખાલી હૃદે એવું ધારવાનું ન તે કરો
કિંતુ તે ધારણા માંહી ચેતના–પ્રાણ લાવશો.

એવા ભાવ તણો હૈયે તે પ્રયોગ કર્યો વિષે
સાચું ના ત્યાં મથાયું તો, કોની રાહ જુઓ હવે?

કરો પ્રત્યેક જ્યાં કર્મ તે વેળા ભાન રાખવું,
જાગૃતિ ચેતનાયુક્ત કે તે યોગ્ય બને બધું.

શરૂમાં કર્મ સંગાથે પ્રકૃતિ ભળશે ખરી,
કિંતુ ત્યાં આપણો ભાવ સાથોસાથ હશે વળી.

જેટલો ભાવમાં પ્રાણ જાગેલો હોય અંતર
પ્રકૃતિનું થશે તેવું તેટલું ત્યાં રૂપાંતર.

જે જે કાંઈ કરો તે તે પ્રભુ કાજે કર્યાં જવું
તે તે સાથે ઊંડો ભાવ હૈયાનો રાખતાં જવું.

એકલું કોરું તે કર્મ કર્યાં જો કરશો તમે,
પ્રકૃતિનું તમોમાંની તો રૂપાંતર ના થશે.

અભ્યાસ પ્રાણવાળો તે પાડયાં જો કરશો હૃદે,
થવાનું એની મેળે સૌ દેખશો થતું આપ તે.

પ્રત્યેક ક્ષણ જીવ્યામાં થવાનું ધન્ય જીવને
કિંતુ એવું હૃદે ભાન રાખતાં કાં ન આપણે?

મળેલી શકિતનો જેઓ જ્ઞાનપૂર્વક લાભ લે
મળ્યાં લાભ કરે એને તે પ્રત્યક્ષ પ્રમાણશે.

'આ મારો હક્ક છે' 'આવો મારો દાવો કશો ગણો'
'ફલાણું કૈં જરૂરી છે' 'કાં દરકાર કરે ન કો?'

"આટલું કરતાં તો યે સામું કો કેમ ના જુએ?"
એવાએવા કશા તુક્કા ઊઠવા ના ઘટે મને.*

---

* મનમાં

સમર્પણ કરી દેવી જાતને સર્વ ભાવથી,
જે જે આપે પ્રભુ એને સ્વીકારી લેવું હર્ષથી.

થઈ દુઃખિત, કે છૂપો ત્યાં વિરોધ કર્યાં કરી
બળેબળે ગ્રહેવાતાં એનો અર્થ સરે નહીં.

મળ્યાં કિંતુ કરે જે સૌ આપણા યોગ્ય તે હશે,
બંધબેસતું પૂરું તે સાચેસાચું વળી હશે.

ઘડાવા જ્ઞાન ભાવેથી મળેલું સર્વ તે ગણી
સ્વીકારી હર્ષથી લૈને જીવવું એ ખરેખરું.

પૂરેપૂરું સ્ફુરેલું છે એવું જેમાં હૃદે ખરું
પ્રસંગોને વધાવી લે પોતાની મેળ પ્રેમશું.

'એણે શું કરવું યોગ્ય કે આવું ના થવું ઘટે'
નિર્ણયો કરવા એવા એણે ના બેસવું પડે.

જીવનધ્યેય આદર્શે એ ભાવે કર્મ જે કરે
કર્મનો યોગ્ય વિવેક સ્વતઃ એને હૃદે સ્ફુરે.

ચૈતન્ય શકિતનો ભાવ ગૂઢ જે સચરાચરે
સર્વને અંતરે પ્રેરે એના એના ગુણો-પટે.

અકલ્પ્ય ને અનિર્દેશ્ય અભાવાત્મક તે નથી,
કિંતુ જીવન-પ્રત્યક્ષ થનારી ચેતના ખરી.

સાક્ષાત્કાર કરી એનો શકો જીવન આ વિષે,
એવી પ્રતીતિથી યોગ-સાધના કરવી હૃદે.

કુંભકોણમ : તા. ૧૧-૧૦-'૪૩

# ચેતનાપૂર્વક કર્મ

## અનુષ્ટુપ

શ્રદ્ધા ને દૃઢ સંકલ્પ નિશ્ચયાત્મક હોય જો
×મને, થૈ મુક્ત, ઐશ્વર્ય જમાવી તે પરે શકો.
તે વેળાના બધા ખેલ ન્યારા ઔર કશા હશે,
વિના અનુભવ્યા જાતે પારખે આવી ના શકે.
અનુભવ્યા વિનાનું સૌ બુદ્ધિથી સમજાયલું
હૈયું કેમ કરી માને ઠસે કેવી રીતે બધું?
શ્રદ્ધા વિશ્વાસ તેથી તો ચેતના પ્રાણયુક્ત સૌ
પૂરેપૂરાં ઘટે હોવાં આપણામાં સભાન તે.
જેવું જીવન ભાવિમાં માગતાં કરવા તમે
તે આદર્શ તણું ઊંડું ધ્યાન રાખ્યાં કરો હૃદે.
ચેતનાની અનુભૂતિ મળેલી, તે તણો ખરો
હૈયામાં× ખ્યાલ આણીને ઊંડેઊંડે ઉતારજો.
વેપારે બુદ્ધિ જે સૂક્ષ્મ થયાં સૌ કરતી જુઓ,
પાછી વેપારમાં એને ઉપયોગે લીધાં કરો.
કમાઓ જેટલી મૂડી નાંખ્યાં વેપારમાં કરો
વધારો તે રીતે મૂડી આપી વેપાર લક્ષ સૌ.
તેવું જ સાધના વિષે જીવને કરવું રહ્યું
મૂડી વધારવાને ત્યાં કમાયેલી મથ્યાં જવું.
એકના એક કુંડાળે રમ્યાં ના કરવું હવે
એટલા એટલામાં શું સંતોષ ધરવો ઘટે?.

---

× મનમા

ઊંડા તે ઊતરી હૈયે આંખ જે મેળવેલ છે
એને ત્યાં રાખતાં શીખી ઊંડુંઊંડું જવું હૃદે.

રોજિંદાં કર્મમાં પ્રેર્યાં હૈયાના ભાવને કરો
વ્યવહાર ન તેથી તો તે ઘરેડ કદી બને.

ભાવના સૌ પ્રમાણિક કર્મે રાખ્યાં કરીકરી
ભાવ-ઉત્તેજના રે'વા ખ્યાલ ત્યાં રાખજો ચહી.

આપણે આપણી મેળે, કર્મ પરંપરાથી કે
પ્રસંગો આવતા જે તે, થવા દેવા ઊભા ન તે

માનવીની પ્રકૃતિનો પ્રત્યેક ભાગ તે ખરે
એમનો એમ મેળે તે મૂકી આપણને ન દે.

ફેરફાર સમૂળો તે થવા તત્પર ના રહે
પોતાનો કાર્ય તે છોડી દેવા ના રાજી હોય છે.

એમ જો તે કરે તો તો પોતાનાથી વધુ ઊંચી
સત્તાના કાર્યમાં એને જવાનું સાંપડે તહીં.

પોતાના ક્ષેત્રમાં એની સત્તા જે સાર્વભૌમ છે,
છોડી દેવા ન તે એ તો પોતાની મેળ રાજી રે.'

પૂરું છોડાવવા એનું અધોગામીપણું બધું,
આપણે ખંત રાખીને રહે એને મથાવવું.

જાગૃતિ ચેતના પૂરી જે અખંડ ધરી શકે
ફેરફાર કરાવી તે શકે પ્રકૃતિને ખરે.

વધે આગળ તે જેમ ચેતના વિસ્તૃતિ કરે,
તેમ તો કરતાં રે'વું વાપરી વાપરી હૃદે.

વેપારે જો કમાતા હો ધ્યાન એનું રહ્યાં કરે
ધ્યાનનું એહવું લક્ષ આપણું હોવું ત્યાં ઘટે.

કમાણી જો કરો પાછી વેપારે નાખતા બધી,
મૂડી એમ વધારો છો, તેવું આમાં કરો મથી.

બાધા શી શી નડે છે ક્યાં સાધકે ખોળી કાઢવું,
શોધી ઉપાય તે કાઢી પૂરું નિશ્ચિંત ત્યાં થવું.

પ્રસંગો આવરી લેવા કસોટીરૂપ આવશે
ચેતેલો જે રહે એને તેમાં આનંદ લાધશે.

કુંભકોણમ : તા. ૧૧-૧૦-'૪૩

## કર્મમાં ચિત્શક્તિનું યોગ્ય વહન

### અનુષ્ટુપ

વાળીને પ્રભુ પ્રત્યે તે ચિત્શકિત આપણી ઊંડી
એ શકિતની ક્રિયાવાટે ઉતારો દિવ્ય ચેતના.

ચિત્શકિતથી પ્રભુભાવ હૈયામાં પ્રગટે ઊંડો
પ્રભુ પ્રત્યે હૃદે ભકિત પ્રેમ તેથી થયાં કરે.

જાણે પ્રત્યક્ષ સંબંધ એક બીજાં વિષે કશો
તે પ્રમાણે હૃદે એવી પ્રેમથી ભાવના ધરો.

પ્રાર્થના દિવ્ય શકિતની શુદ્ધ આધાર સૌ થવા
જોઈએ કરવી નિત્યે, ભાવે યત્ને કરી રહ્યાં.

'ક્યાં ક્યાં તે આપણું ખોટું' આપણે જાણવું રહ્યું
એવી રીતે સુધારો કે સાધનામાં વધ્યાં જશું.

રે'વું ના જોઈએ બાકી સ્પર્શ્યા વિના જ શકિતએ
સ્પર્શવા તહીં કામે તે શકિત લગાડવી ઘટે.

કળા સાંપડવા એવી કરીને પ્રાર્થના ઊંડી
યત્ન એકાગ્રતા ભાવે કરી શકિત ઉતારવી.

જે જે કરણુ આડું હો શકિત કેન્દ્રિત ત્યાં કરી
વાળવું પ્રભુભાવે તે ચેતના વાપર્યાં કરી.

આપણું ના કશું રાખો પ્રભુનું બધું તે કરો
તેવો તેવો ધરી ભાવ તે તે સૌ પ્રભુને ધરો.

પ્રભુનો ભાવ જે રીતે જાગે તે રીતને ગ્રહો
ભૂમિકા યોગ્ય તે કાજે રચાવા સર્વ કૈં કરો.

ભૂમિકા તે રચાવાને યોગ્ય ભાવ ધર્યા કરો
ભાવ વિના કશું કાર્ય પ્રભુનું ના થશે ખરું.

ભાવ તે ભકિતનું મૂળ ખરું પ્રત્યક્ષ જાણવું
જ્ઞાનના ભાવથી ભાવ જન્મે તો યોગ્ય સૌ થવું.

ને ભાવ રાખવા માટે કર્મ તો કરવાં પડે
તેથી સૌ કર્મમાં ભાવ જ્ઞાને પરોવવો ઘટે.

કર્મના હાર્દમાં ભાવ નીતર્યાં જો ન કૈં કરે
મિથ્યા તે કર્મ શા પ્રાણ શકે ત્યાં પ્રકટાવી તે !

કર્મથી ભાવ જુદો ના, કર્મથી ઉર ભાવને
પ્રીછી શકાય છે, તેથી કર્મે ભાવ પરોવજે.

કર્મના હાર્દમાં ઊંડાં ભાવ જ્ઞાન રહી શકે
એટલે " યોગ્ય તે શકિત જોડાવા કર્મ " યોગ તે.

કર્મમાં ભાવ ને જ્ઞાન ઊંડાંઊંડાં લઈ જવાં
યોગશકિત વિના તે તો ના બની શકશે કદા.

તે બધાંનો ય કર્મે સૌ ત્યાં સુમેળ થવો ઘટે
અંતર્યામી હૃદે પૂરો ત્યારે તે પ્રગટે ખરે.

ચાંપુ જેટલી બુદ્ધિને કામ કરાવતી કરો
એને ત્યાં જોતરો એવી જેથી ઉકેલ થાય સૌ.

પોતાને કોઈ વાતે ના ડાહ્યાં સૌ ગણશો હૃદે
દોરનારો તમે શોધ્યો, મારવા ઝખ તો શું તે?
કૂવામાં નાખોને એને જે તે સર્વ કર્યાં કરો
જો ના હો થતું કૈં તો તો નકામી વેઠ મૂકી દો.
વરવો જો પ્રભુને હો એકસામટું સૌ મહીં
યોગ્ય સૌ ધ્યાન દેવાનું કરો રાખ્યાં ચહી, મથી.
તે વિના કામ ના ચાલે અધૂરું તે થયાં કર્યે
થતું કોઈકિમાં ના કૈં છતાં માન્યા ઘણું કરે.
ચેતજો ચેતજો! વ્હાલાં! પ્રભુને કાજ તો હૃદે
અધીરાં ભાવથી પોતે બનો તત્પર ત્યાં હવે.

કુંભકોણમ : તા. ૧૯-૧૦-'૪૩

## મડાગાંઠો

### અનુષ્ટુપ

બંધાયેલી મડાગાંઠો સાધકે છોડવી ઘટે
વિકાસ નહીં તો એનો થયાં ના કરશે ખરે.
સર્વ તે જાતની જે જે માન્યતાઓ પરે જવા
જીવતા જાગતા એના યત્નો ભાવે થવા રહ્યા.
એવા પ્રયત્નમાં એણે જાગૃતિ, પ્રેમ, કાળજી
પૂરેપૂરી હૃદે રાખી કરી સૌ ચૂકવું મથી.
વાતે ચેતનતા જે તે યોગ્યાયોગ્ય તણી ખરી
રાખવી જોઈએ હૈયે દક્ષતા સ્થિરતા ધરી.
વર્તવું એવી રીતે કે કલ્યાણ સર્વનું બને
કાબૂ સાત્ત્વિક વાણીમાં સાધકે રાખવો ઘટે.

કોઈ વાતે ઊંચુંનીચું થવાનું રાખવું નહીં
ધારીને સ્વસ્થતા હૈયે ધરો કુશળતા પૂરી.

કોઈ ઊંધા વિચારોમાં પરોવાઈ ન કૈં જવું
તે વેળા જાગૃતિ આણી ચેતના-બળ લાવવું.

કોઈ આવે જવા દોરી દોરવાઈ જવું ન ત્યાં
દાખવી જેમ પોતાનું લ્યો અનુભવો શક્તિ ત્યાં.

દિલમાં દઢતા ધારી ચળી સ્હેજે જવું નહીં;
જ્યાં ત્યાં સૌ દોષ પોતાથી સુધારો ખોળો દિલથી.

બીજા કોઈ તણા દોષો ના જોવા આપણે કદી;
સાધી સુમેળ પોતાનો જે તે પોતે જુવો મથી.

કોઈ વાત તણો સાર તારતમ્ય ઊંડું પૂરું
જવું આવી ઘટે મેળે તે હૈયા મહીં સોંસરું.

'માગે છે કો કહેવા શું? શો ઊંડો હેતુ છે હૃદે!'
સમજાઈ જવું એ તો જોઈએ આપમેળથી.

કહેવાનું પછી જો હો શ્રેય તે વ્યક્તિનું લહી
થાય કલ્યાણ એ રીતે કહો વિવેક વાપરી.

સર્વની પ્રકૃતિનાં તે ઊંડાં મૂળ કઈ રીતે
પ્રવર્ત્યાં કરતાં એનું ભાન ના પ્રગટે દિલે.

એને આઘાત દેવાની કળા યોગ્ય ન સાંપડી
ત્યાં સુધી સાધકે પોતે વિવેક-ભાન રાખવું.

પોતાને યોગ્ય માનીને એવું જે વર્તવા જશે
પોતે ખાડે પડે ને તે નાંખે ખાડેય અન્યને.

કર્મ-કૌશલ્ય તે મેળે સાંપડી ના જશે કદી
વિવેકશક્તિને સૂક્ષ્મ ઊંડી કેળવવી રહી.

કર્મ આવેલું બીજાનું થવું એવું ઘટે સદા
જેથી ગતિ બીજાની તે ભાવે ઊંચી કરે થયાં.

જાણવાનું મળે કૈંક નવું તેવી રીતે કરી
આત્મલક્ષી રહી ઊંડું વર્તવું સૌ કળે કરી.

પૂરેપૂરું ધરી ભાન પોતાનું સર્વ વાતમાં
શા મુદ્દાથી વહે પોતે વિચારો એની યોગ્યતા.

આપણાં કર્મથી જે તે થયેલું કામ કેટલું
સુધરે બગડે એનું ઘટે ત્યાં જ્ઞાન જાગવું.

એક વેળાનું જે સારું બીજી વેળા ય તે જ તે
સારું હોવું ઘટે એવો સ્પષ્ટ નિયમ કો ન છે.

પરિસ્થિતિ પ્રમાણેનું વર્તવું વર્તવું જુદું
પોતાનો કાર્જે તે વેળા યોગ્ય-આગળ ના થવું.

બતાવેલો તમારો જે દોષ ના લાગતાં હૃદે
તમે ક્યાંક થયેલાં છો ભ્રમિત એમ જાણજો.

કિંતુ મનાવવું એવું બળે બળે નથી કશું
તમારે ધ્યાન જો બેસે ઠીક તો માનજો બધું.

હું તો મારે મને સૂઝયું જે જે યોગ્ય, અયોગ્ય સૌ
તમોને તે બતાવ્યા હું પ્રેમભાવે સદા કરું.

જે કર્તવ્યે ઊભેલો જો હોઉં તે વિષયેં કશું
તમારે બોલવું ના કૈં કૃપા તેટલી માગું હું.

દેતાં સરળતા પૂરી આવડે જો કળા નરી
વાપરો દક્ષતાથી ત્યાં હૃદે ચેતનતા ધરી.

ગમે તેવું ભલે થાય લેવા તૈયાર તે ઊભો
તે વેળા કિંતુ એનામાં પૂરા જો ત્યાં રહ્યા હશો.

તે વિનાનું કરેલું સૌ અહંતા ભર્યું જાણશો
વધુ મુશ્કેલીઓ ત્યારે એની તમે વધારશો.

કહેવાનું કંઈ આવે બીજાંને તે પળે તમે
ખાતરી કરી લેશો ત્યાં પોતાની કેટલા ગણી.

પોતાનું સાધતાં જેને પૂરું ના હજુ આવડ્યું
ઘાલવા હાથ તેવો જો બીજે જાય, ફસે ઘણું.

પોતાનું યોગ્ય જોવાનું જેને કૈં આવડ્યું નથી
જશે જોવા બીજાનું જો ખત્તા ખાશે જરૂરથી.

પોતાનું સર્વ સંભાળ્યાં સાધકે કરવું ઊંડું
પંચાતે કો બીજાંની તે ના કદી પડવું રહ્યું.

સોંપેલું કામ જો હોય તે કામે ઊલટી ઘણી
સાવચેતી બધી એણે ત્યારે તો રાખવી રહી.

યદ્વા તદ્વા કરે જે કો પોતાના કામમાં જગે
બીજાંના કામમાં તેવું વાળશે ઊંધું તે ખરે.

પોતાના કર્મમાં પૂરી ભલે સ્વતંત્રતા ધરો
બીજાંના કર્મમાં જ્યારે પ્રવેશો, ચેતતાં રહો.

વેતરાઈ કશું આડું ના જાય તેમ તે કરો
હૃદે *સળંગતા ત્યારે કર્મની સૌ તપાસજો.

એને કર્મ રૂપે જ્યાં ત્યાં સંકળાવાનું છે બધે
ભૂમિકા યોગ્ય ત્યાં પ્રેમે કરી સૌ આપજો તમે.

થાય સ્વીકાર ત્યાં હર્ષે એનો એવું તમે કરો
હૃદે ભાવ ઠસાવો જો સ્હેલું એને પડે બધું.

---

* સમગ્રતા.

કરાવો હળવું એનું કામ તે તે પ્રકારનું
તો તો એનાં તમે સાચાં, બાકી તો વ્યર્થ જાણવું.
અજંપો ના કશો એને તમોથી થાય તે રીતે
વર્તવાનું તમે રાખો યોગ્ય ભાવેથી સૌ હૃદે.
કુંભકોણમ : તા. ૧૯–૧૦–'૪૩

## સંસારી ને સાધકની વર્તનકળા

### અનુષ્ટુપ

કોઈની વાતથી જે કો અંજાઈ જાય સ્હેજમાં,
કે તાટસ્થ્ય શકે રાખી કેમ તે સમજાય ના?
પ્રાબલ્યે કોઈનાથી યે થઈ મ્હાત જવાનું ના;
અહંતામાં છતાં પાછું તણાઈ ના જવું જરા.
કામ સૌ કાઢી લેવાની બીજાંની પાસથી કળા,
ઘટે આવડવી પૂરી રાખીને નિષ્પ્રપંચતા.
અંજાઈ ના જવું સ્હેજે કોઈનાથી ય આપણે
આપણામાં છતાં ખોટું હોવું હુંપદ ના ઘટે.
આગ્રહો છોડતાં રે'વું એક એક કરી બધા,
જામ્યું પ્રાબલ્ય કેવું તે તે થકી પરખાય ત્યાં.
ચેતના પર સ્વામિત્વ જામતું જો અનુભવો,
થતું રે' છે બધું યોગ્ય જીવને ત્યાં પ્રમાણજો.
અંતરે કરવા દેવા કામ ચેતન શક્તિને
ખુલ્લાં એના પ્રતિ રે'વું સર્વ તે જાતથી હૃદે.
પોતાની માન્યતાઓને છોડતાં જવું પ્રેમથી
ઘડાવા સોંપી દો એને આપણી જાતને પછી.

દોરનારો હ્દે માન્યો એના કે'વા તણો ઊંડો
હેતુને ખોળી કાઢીને હેતુને યોગ્ય વર્તજો.

એના વાક્ય વિષે બુદ્ધિ ના ઉકેલ કરી શકે
વાત તે જો મનાયે ના; ઘટે વિચારવું હ્દે.

કાઢી ના નાંખવું એનું એમનું એમ તે કદી
એમાં તથ્યાંશ કૈં ને કૈં રહેલું જાણવું સહી.

જેમાં હકીકતે ના છે સત્ય તેવું ન તે વદે,
સળંગે ને સમગ્રે તે એનું જોવાનું હોય છે.

આપણે એક બાજુનું જોઈ ના શકીએ પૂરું
તેમાં બીજાંનું તે માપ કાઢી શેં શકીએ કશું ?

આપણું માપ પોતાથી કાઢી તો શકતા નથી,
દોઢ ડાહ્યાં થઈ શાને પેલાને માપીએ પછી ?

સમગ્રે ને સળંગે રે' પેલાનું ભાન તો બધે,
આંકડામાં પછી એને મેળવાયે જ મેળ શેં ?

માપવા તો જતાં એને મપાઈ આપણે જશું
શકો માપી હ્દે પૂરો એવાને કોઈ રીત શું ?

એક જેવો ન તે રે'શે છતાં એક રહ્યાં જશે
એનું એકપણું એવું દોહ્યલું પરખાવું તે.

જે જેવા હોય તે સાથે તાદાત્મ્ય તેમ રાખશે,
એનો સ્વભાવ ના એક, વૃત્તિવાળો અનેક તે.

કોઈને કૈં કહે તેથી એને તેવો ન જાણવો,
નિરાળો તે રહી સૌથી પોતાનામાં રહે વહ્યો.

પ્રસંગો સર્વના એક કોઈ કાળે રહે જ ના,
પ્રસંગોની પ્રમાણે તે જુદોજુદો કરે રહ્યાં.

એને ઊંધો પછી કોઈ તેવા તેવા વિષે જુએ,
ને સમજાવવા જ્યાં ત્યાં પોતાનું બેસશે ન તે.

માનવું હોય તે માને, ના માને તો ય વાહ છે,
માનવી શાં ફરે પોતે ! પોતાના દોષ ના જુએ.

ઢાંકે નિર્બળતાને સૌ ઓઠા નીચે કશા તણા,
મોખરે મૂકી બીજાને પોતે કોરે ખસી જતાં.

પોતાને કરવું તેમ હતું તેમ ન કો વદે,
'ફલાણે તે કહ્યું આમ તેથી આમ કર્યું' વદે.

પોતાની કિંતુ ત્યાં ઇચ્છા હૃદે સર્વોપરિ હતી,
એને ના મોખરે મૂકે, બીજાનું નામ લે તહીં.

સંસારી લોકને તોબા ! બીજાંની ભૂલ કાઢતાં
એમને વાર ના લાગે, વાપરે હોશિયારી ત્યાં;

સંતના વર્તને હેતુ કોઈ ને કોઈ ગૂઢ રહે
જયાં ત્યાં નિમિત્ત જે હોય ઇચ્છે કલ્યાણ એનું તે.

કિંતુ કલ્યાણની વ્યાખ્યા બન્નેની જુદી જુદી રહે
સંસારી સ્વાર્થ ત્યાં શોધે, તેમાં પેલો ભળે ન કૈં.

અનેક રીતથી ઊંધાં ભલે પોતે જતાં હશે,
બીજાંનું ઊંધું સેવાતાં કંઠે શા પ્રાણ આવશે !

બીજાંની ભૂલ જોઈને સ્વાર ‍તેના પરે થશે,
પોતાનામાં ભૂલો એવી તો અનેક થતી હશે.

પોતાનું સર્વ જોવાની એને નિરાંત ના મળે,
બીજાને બોધ દેવા તે જશે બેસી પળે પળે.

પોતાના મનની વાત જાણે કો જાણતું નથી
વર્તે છે વ્યવહારે શા લોક એવી રીતે કરી!

દોષ હોય છતાં દોષ જણાતો હોય ના તદા
પોતાને માનવી માને જાણે હો સર્વ યોગ્યતા.

પૂરાં ડાહ્યાં બધી રીતે માને પોતાની જાતને
બુદ્ધિમત્તા છતાં એની અગાડીનું ન કૈં જુએ.

પોતાની પેરવીમાં તે પૂરાં રચ્યાંપચ્યાં રહે,
પાર તે પાડવામાં શાં દોડાદોડી કર્યાં કરે!

પોતાનાં તે બનાવે છે બીજાંને સાધનો જગે,
ખેલ કેવા રમાડે છે! ચિત્તે શા મલકાય તે!

પોતાનું માપ ના આપે સંસારી લોક તો જરા
કાઢી લેવા પૂરું માપ બીજાનું તે મથે સદા.

તેમને કોઈ જોનારો માથે બેઠેલ તો હશે,
એવું ભાન કદી હૈયે એવાને જાગતું ન છે.

પ્રભુને વરવા જેઓ ચાહતા હોય તેમણે
સંસારી ભાવ સંસારે છોડી દેવો ઘટે હૃદે.

આશા–તૃષ્ણા તણા તારે ચાલે સંસાર આ બધો,
આશા ઇચ્છા બધી છોડી સંસારે તો વહ્યાં જશો.

કોઈને કૈં કહેવાનું આવે નિમિત્ત રૂપ જો,
વિચારી એનું કલ્યાણ વર્તજો તે પ્રમાણ સૌ.

સુરત : તા, ૨૫–૧૧–'૪૩

# મળ્યું કર્મ તે પ્રભુકર્મ

**અનુષ્ટુપ**

પોતાના કામનું લક્ષ જેનું સંપૂર્ણ રહે હૃદે,
ઉકેલ કામનો તેના આપમેળે થયાં જશે.

કામ વિના વિચારો તે બીજા ના કરશે કશા,
પરોવાઈ રહેવાનું રાખે તે લક્ષ કામમાં.

પોતાની પ્રકૃતિ એને આડફંટે* લઈ જશે
કિંતુ જાગૃતિવાળો તો એનાથી બચવા કરે.

એવા તે બચવામાં જે પોતાના પ્રાણ પાથરે×
એવાની કેળવાયે છે આત્મશક્તિ હૃદે ખરે.

ઉપયોગ થવાવાને આત્મશક્તિ તણો પૂરો
ક્ષેત્ર ખુલ્લું કરે રાખ્યાં શક્તિ તેવો પિછાનશે.

પોતાના ખ્યાલમાં એણે આઠે પ્હોર રહ્યાં જવું
સુધારવા બીજાઓને ખ્યાલ દેવો તજી બધો.

બીજાઓમાં કશો ભાવ પ્રભુ વિના ન રાખવો
કરવા ત્યાં જતાં કૈંક પ્રભુનો ખ્યાલ ધારવો.

સર્વની પ્રકૃતિ સૂક્ષ્મ નોખી નોખી વહ્યાં કરે,
આપણી ધારણા રીતે શકીશું ગોઠવી ન તે.

એક બીજા તણા ઢાળે સૌ કો ઘડાઈ ના શકે,
વ્યક્તિત્વ માનવીનું તો નોખું નોખું રહ્યાં કરે.

પોતાનો ખ્યાલ મુખ્યત્વે જીવને કરવો હૃદે
બીજાંના ખ્યાલને હૈયે સ્થાન ના આપવું ઘટે.

---

* ભેખડે અથડાવશે.   × વાપરે.

પોતાની રીતને જેમ બીજાંને જ ચલાવવા
મથે આગ્રહી રીતે તે ફાવે છે કોઈ રીત ના.

પ્રભુને પામવા જેને તમન્ના લાગી છે હૃદે
જ્હેવા દેશે બીજાંઓને એમની પ્રકૃતિ વિષે.

પોતે શાંત થયા વિના, પોતે મુક્ત થયા વિના,
શાંત, મુક્ત બીજાંઓને કરાવી શકોશું જ ના.

વર્તાવવા બીજાંઓને આપણી માન્યતાઢબે
છોડી આગ્રહ દેવા સૌ, રાખી પ્રેમ બધાં પરે.

આપણાં ધર્મ-કર્તવ્ય આવી જે કૈં પડેલ છે
×નિર્મમત્વ તણા ભાવે રાખવું કરવાનું તે.

તેવાં તેવાં બધાં કર્મે ધારણા ધારવી હૃદે
'પોતા કાજે કરીએ તે', પ્રભુપ્રીત્યર્થ માનીને.

પ્રભુભાવ તણો જેમાં તેમાં અભ્યાસ પાડવો
જાગૃતિ-પ્રાણ રાખીને હૈયે કેન્દ્રિત ધારવો.

સંભાળી આપણું બેસો, કોઈ પ્રકારનો મને
થવા ઉદ્વેગ ના દેવો, તાટસ્થ્ય સ્વાસ્થ્ય તો જોવે.

વિશ્વને દોરવાવાળો સુધારો કરનાર ત્યાં
માથે બેઠેલ છે મોટો બધું સંભાળશે સદા.

છોડી પંચાત બીજાંની એકવાર પ્રભુ તણું
પૂરું યંત્ર બની જાઓ, જોવાશે પછી સૌ ખરું.

પ્રભુની પ્રેરણા પામ્યા વિનાનું કાર્ય કાર્ય ના;
કરી સોંપ્યાં પ્રભુને સૌ ધારો નિશ્ચિંતતા સદા.

---

× નિરાસક્તપણાથી તો

વ્હોરી લેવાનું ના રાખો, આપમેળે મળ્યાં જતું
પ્રભુનું કાર્ય તે માની તે ભાવે તે કર્યાં જવું.

અમદાવાદ : તા. ૨૯-૧૧-'૪૩

## યોગ્ય વ્યવસ્થિતિ

ખાઓ, પીઓ, સૂઓ, બેસો, ઊઠો, જે સૌ કર્યાં કરો
ધારી ત્યાં ધારણા એની તે તે સર્વ કર્યાં જજો.

અન્નથી તો ટકે પ્રાણ, અન્નમાં ચેતના ભરે
શક્તિ જન્માવવા કેરી જીવને ધારવી ઘટે.

પાણી ઓગાળવાને છે આપણામાંનું તે બધું
પાણીને લેતાં વેળાએ ધારણા સ્મરીને ધરો.

દુર્વૃત્તિરૂપ સૌ ત્યાગ મળ વાટે જતો દીસે
થવાવા દૂર તેવું સૌ તે વેળા પ્રાર્થજો હૃદે.

સૂતી વેળા સૂઈ જાતું આપણામાંનું સ્થૂલ તે
"જાગતાં સૂઈ તે રે'જો" પ્રાર્થજો એવું તે પળે.

પ્રાર્થનાભાવ હૈયામાં દૃઢાવી કર્મ સૌ કરો
વિના ભાવ થતાં કામો નકામાં સર્વને ગણો.

ઓઢવા પ્હેરવાનું યે જાતને ઢાંકવા મળ્યું
તેમાંથી મમતા મૂકી જે આવે, પ્હેરવું બધું.

વ્યવસ્થા તે છતાં સૌમાં કળા-સૌંદર્યશ્રી ભરી
જીવને રાખવાની છે ચેતના પ્રાણ વાપરી.

જેમ પ્રકૃતિમાં ક્યાં યે યદ્વાતદ્વા કશું ન છે
યદ્વાતદ્વાપણું તેમ રાખવાનું ને આપણે.

ઘરકામ હૃદે શક્તિ મળ્યું જન્માવવા ગણો
જેટલું કરશો સારું તેટલી શક્તિ પામશો.

કળા સૌંદર્યનો ભાવ કામથી જન્મતો હૃદે,
પ્રભુપ્રીત્યર્થ જો કામ થાય, ચેતન નીપજે.

મર્દનું ચઢિયાતું છે કામ એવું નહીં ગણો
સૌ સૌનું કામ છે શ્રેષ્ઠ તેના વિકાસ અર્થ સૌ.

પ્રકૃતિજન્ય હો કામ જે સ્વાભાવિક સ્ત્રીતણું
તે કામે ઉન્નતિ એની થશે એમ પ્રમાણવું.

પોતાની પ્રકૃતિથી જો ભિન્ન કામે પડાપડી
કરે જે, તે બગાડે છે કામ પ્રકૃતિનું વળી.

મુગ્ધતાભર્યું સૌંદર્ય, મુગ્ધ કોમળતા કૂંળી
મર્દના મ્હેનતુ કામે સ્ત્રીની ત્યાં ઓગળી જતી.

તત્ત્વ આકર્ષનારું જે સ્ત્રીમાં પ્રકૃતિનું રહ્યું
તે તત્ત્વનો થતો નાશ સ્ત્રીના પુરુષ ×કામશું.

પોત પોતાતણું કામ સૌ કાજે ઇષ્ટ, શ્રેષ્ઠ છે,
પોતાના કામમાં શ્રેય રહેલું સૌનું તે જગે.

ના કામ હલકું કોનું, ઊંચું ના કામ કોઈનું;
કોઈ મોટું નથી નાનું, સૌ તે એક પ્રમાણનું.

સાયલા : તા. ૧૫-૧૨-'૪૩

× કામશું = કામ સાથે

# ઇચ્છા–સ્વરૂપ

ઇચ્છાઓ મનમાં છૂપી જો રહ્યાં કરતી હશે
આશાકિલ્લા રચાવ્યાં તે સદા આપણને કરે.
જન્માવે સૃષ્ટિ તે આશા આપણામાં નવી નવી
બંધાવ્યાં તે કરે તેમાં ઊંડું આપણને વળી.
ઇચ્છા કૈં રાખવાની ના જીવને તેથી તો કદા
થતાં ઇચ્છા જ તે સાથે ભેળાઈ ના જવું તદા.
ઇચ્છાથી જન્મ ને મૃત્યુ જીવને તો થયાં કરે
ઇચ્છાથી સુખ ને દુઃખ લાગ્યાં આપણને કરે.
પ્રભુને પામવા કેરી તમન્ના દિલ લાગી હો;
ઇચ્છા સૌ છોડતાં જાઓ, બાકી બંધાઈ ત્યાં જશો.
ઇચ્છા ના છૂટશે મેળે એને છોડાવવા પૂરી
પડે કેળવવું ચિત્ત ચારે કોર થકી ચહી.
ઇચ્છાના વેગથી થાયે ઉધામા જીવને બધા
આશા અને નિરાશાને જન્માવ્યાં તે કરે સદા.
ઇચ્છાથી સૃષ્ટિ જન્મે ને ઇચ્છા પોષતી સૃષ્ટિને;
થાય તે લય ઇચ્છાથી, ઇચ્છા શી બળવાન તે!
પ્રભુ વિના બીજી ઇચ્છા આપણામાં ન જો હશે
જન્મશે કે ન પોષાશે કશાનાં બીજ તો હૃદે.
ભાવ ઉત્કટ હૈયામાં થયા એવો વિના ખરો
ઇચ્છાનો લય એનામાં કદી કેમ બને પૂરો?
'આપણા મનનું રૂપ વળાંકો શાં લીધાં કરે'
તાટસ્થ્યે તે નિહાળીને દોરવાવું ન તે રીતે.

અનેક જાતની ઇચ્છા આપણામાં થયાં જશે
એકરૂપ બધાં સાથે થઈ ના જવું આપણે.
તેથી જે જે કરો કામ તેમાં મોહ ન રાખવો
પ્રભુપ્રીત્યર્થનો ભાવ ધર્યાં કર્મ કરો ઊંડો.
પ્રત્યેક કર્મમાં એવી જ્ઞાનપૂર્વક ભાવના
રખાયે જીવતી, તો તો ફળાવે યોગ્ય સાધના.

## શંકા-સમાધાન

### અનુષ્ટુપ

શંકા જે મનમાં જાગે તેનો સૌ તોલ પૂરતો
ચારે બાજુ તણો ઊંડો સાધકે રાખવો રહ્યો.
જેવો ખ્યાલ ઊઠે તેના જેવું જીવનમાં કશું,
સ્વાર્થરૂપે રહેલું છે ત્યાં તે જોવાનું ધારવું.
જો ના તેવું જડે તેમાં તો બુદ્ધિ તણી વક્રતા
ઊંધું તે જોવડાવે છે માનવાપણું એવું ત્યાં.
શંકા ઊઠ્યા પ્રમાણે તો હેતુ શા કાજ ત્યાં હશે ?
ઘટે વિચારવું પૂરું તે વેળા આપણે હૃદે.
કેવા પ્રકારનો વિશ્વે માનવી એવું તે કરે
બુદ્ધિ કામે લગાડીને તોળવું સર્વ બાજુએ.
વધારવા મહત્તા કે પોતાની શ્રેષ્ઠતા પૂરી
ઠસાવવા બીજાંઓને એવા દાવ શું તે રમે ?
નામના કે મહત્તામાં રાચવા કેરું એહનું
રહ્યું છે જીવને કેવું જણાશે આપમેળનું.

## માલિની

હૃદય હૃદય સાથે દોરીસંચારથી શો
-અનુભવ હૃદયે તે જે થયેલો, વિચારો;
મનસમજણ કેરો જે ચૉલો છે પડેલો
મન ત્યમ સમજાવા પ્રેરશે ચિત્તને તો.

## અનુષ્ટુપ

વેપારે જે રીતે ઊંડો સૌ અભ્યાસ પડેલ છે
એનો અધ્યાસ બુદ્ધિમાં થયેલો સ્પર્શ છે ખરે.
કિંતુ નિરુપયોગી ના એવું યે બુદ્ધિનું કશું
બુદ્ધિ યે ના નકામી, જો એને પાંસરી રાખશું.
સરવાળે જુઓ કેવું થયાં જીવનનું કરે
એને માપ ગણી હૈયે ત્યાં મઠારવી બુદ્ધિને.
ચમત્કાર નથી એ તો વ્યક્તત્વ શક્તિ કેરું ત્યાં
થયાં કરેલું પોતાનું નિમિત્ત રૂપ વ્યક્તિમાં.
આત્મની શક્તિનો ભાવ ઉદ્ભવ એ રીતે થતાં
વ્યક્ત એમ થતો રે'શે કોઈ ગૂઢ રીતે તહાં.
ભલે નિમિત્ત ત્યાં બીજું શક્તિનો પ્રાણ સ્પર્શવા
આત્મશક્તિ તણું જ્ઞાન એ રીતે પ્રભુ દે તહાં.
વિસ્તાર જ્ઞાનનો થાવા નિમિત્ત ભૂમિકા હૃદે
જોઈતી, આપતો રે'છે કૃપાળુ પ્રભુ એહને.
મારી મુશ્કેલીઓ ભાંગી ભલે માનવીએ જગે
કિંતુ સાક્ષાત ત્યાં હાથ સૂઝે છે પ્રભુનો મને.
બુદ્ધિએ તે સુઝાડેલું પ્રપંચી સાવ દાવને
કરાવો ના પ્રભુ એવું નિમિત્ત હું બનાવીને.

એવા પ્રપંચવતીનાં લક્ષણો જીવને કદી
પરખાયાં વિના ના રે' કોઈ ને કોઈ રીતથી.
પૂર્વ જીવનની છાયા એવાની કેવી છે બધી
તેનાથી તોલ તો પૂરો તેનો આવી શકે સહી.
તમારો પા'ડ માનું કે આવું સૂઝ્યા છતાં હૃદે
મને પ્રેમ તમે દીધો તે ભૂલું હું કઈ રીતે.
છતાં જે કૈં લખાયું છે બુદ્ધિને સમજાવવા
તે વિના ત્યાં બીજો હેતુ નથી કોઈ કશો હવાં.
આઘાત જે થયો ઊંડો તમારું ચિંત્વવું હૃદે
ઊંડું કરાવિયું કેવું પ્રાણુવાળું હલાવીને!
"હૈયે આઘાત જે જન્મ્યો એનાથી શુભ ભાવના
પ્રેમીના દિલમાં પૂરી જાગજો" કરું પ્રાર્થના.
નાનું બાળ જહીં સુધી અમુક વર્ષનું થતું
સહી લેવાય એનું તો પ્રેમભાવે કરી બધું.
એવું પ્રેમે સહેવાતું બાળ વિકાસ યોગ્ય તે
કિંતુ મોટું થતાં એવું સ્હેવાતાં બગડયાં કરે.
એને ત્યાં રોકવું યોગ્ય જેમ તે માનીએ છીએ
તેવું આમાંય, સ્હેવામાં મર્યાદાઓ રહી ખરે.
મને રખાવજો સીધો આત્મકલ્યાણમાં બધે
તે વિના કો બીજા કામે હજો ના પરવા મને.
પ્રાર્થના પાદ વ્હાલાંને વ્હાલાનું જીરવી શકું
યદ્વાતદ્વા ગમે તેવું આત્મભાવે કરી બધું.
વ્હાલાનામાં કશી શંકા ઊગે તે વેળ આપમાં
જોઈજોઈ હૃદે ઊંડું પ્રભુને પ્રાર્થવું તદા.

સાયલા : તા. ૧૫-૧૨-'૪૩

# અન્યથા કર્મવિચાર પરત્વે સમાધાન

## અનુષ્ટુપ

પોતાના કામની જેને પૂરેપૂરી પડી હશે
કામની સાથ તે માત્ર પરવા ખૂબ રાખશે.

કામ શાથી નિપેટાય ખ્યાલ એનો જ એહને
માત્ર હૈયે થતો રે'શે ચેતનાયુક્ત ઔર તે.

અન્યથા કોઈ વિચારો આવતાં તે વિચારશે
શાથી તે ઊપજ્યા એનું મૂળ તે શોધી કાઢશે.

જ્યાં સુધી આપણે પોતે પૂરેપૂરા થયા નથી
અન્યથા કેરું તો મૂળ શોધવું આપણા મહીં.

ઓછો અન્યાય બીજાંને થવા સંભવ એ રીતે
શોધતાં મૂળ પોતામાં ખોઈએ આપણે ન કૈં.

ઊંડા ઊતરવું પૂરું સાધકે સર્વ વાતમાં
કલ્યાણ એકલા કાજે, સૌ છોડી દેવું તે વિના.

અભિમાનભર્યાં કોનાં ભલે હો વચનો કહ્યાં;
પ્રત્યાઘાત થકી એના કર્મે પ્રવેશવું ન ત્યાં.

કર્મે તે જો પ્રવેશાવું જરૂરી હોય આપણું
કર્મકૌશલ્યને કાજે કર્મ તે ઉપયોગનું.

આઘાતે કોઈના હૈયે છંછેડાઈ જવું ન તે;
હાલી તાર જવા ના દો બગાડે કામ તે ખરે.

સારગ્રાહી થવા સારુ ખુલ્લું પૂરું રહ્યાં જવું;
સાત્ત્વિક નમ્રતા હૈયે ધારી સૌ, પ્રેમ રાખવો.

માનીએ તેથી કૈં બીજું હોવા સંભવ હોય છે;
ના મનાય છતાં તેમાં ઊંડું ધારી ન બેસવું.

ના મનાયેલું હો જે તે એમનું એમ તે બધું
પડી રે'વા જ દેવું તે ઉભળાવા ન દેવું સૌ.

આપણું મુખ્ય જે કામ એનો ઊંડો ભલે કશો
સાર પેલાથી ના દેખો, કામથી પરવા ધરો.

કામથી ચેતનાપ્રાણુ આવશે જે ક્ષણે ખરા
આપમેળે બધું ત્યારે જણાશે જ્યોત જેમ ત્યાં.

જૂનવાણી બધી જે જે માન્યતાઓ પડેલી છે
જોવાનું તે રીતે ક્યાં યે રાખવાનું નથી કરો.

ગેરલાભ કશો એમાં નથી આપણુને જગે
વિચારી તે ઊંડું જોશો પોતાનો ખ્યાલ રાખીને.

ઘડીવાર ભલે માનો બીજો ખોટો હશે કહ્યા
એને સારો ગ્રહી લેતાં જવાનું આપણું ન ત્યાં.

તેવું તેનું કશું ખોટું, કામ જો આપણું ઊંધું
મારી ના શકતું હોય, રે'વા તે એની પાસ દો.

જિંદગી કામમાં જેનો પૂરો છે ખપ જોઈતો
તે કામે સ્યાદ્વાદેથી વર્તવાનું ન યોગ્ય સૌ.

જીવન વર્તવા કેરી રીત ને કામ જે બધાં
સ્યાદ્વાદ કશો તેમાં રાખવો આપણે ન ત્યાં.

સત્યની શકયતાઓ સૌ સત્ય પાસે ભલે રહે,
સત્યને પામવા સૌથી મથો પ્હેલાં જ આપણે.

પોતાને કામ ચેતેલો પૂરો ઉર રહ્યાં કરે
છેતરાઈ જવા ક્યાં યે એને સંભવ તે ન રહે.

કામથી કામમાં જીવ રાખવા જે મથે હૃદે
સર્વની પાસથી કામ કાઢી લેવાનું તે કરે.
જશે ગાંજ્યો ન એવો તે કોઈનાથી કશે જગે
રે'વું નિશ્ચિંત એવાએ સર્વ વાતે બધે ખરે.
હૃદે નિશ્ચિંતતા શાંતિ વિના સર્જન ના થશે
જે થકી તે રહે તેવું વર્ત્યાં સૌ કરવું ઘટે.
ભિખારી હોય ને કે'શે કે "હું રાજાધિરાજ છું";
એને તેવું કહેવા દ્યો કાઢી લો કામ આપણું.
રાજાધિરાજ જો એવો સાચેસાચ હશે જ તો
કોક દી જાણવામાં કૈં રે'શે આવ્યા વિના ન તો.
ઊંધું જીવનનું એનું, જો કૈં આપણને ખરે
શિખવાડ્યાં કરે છે તે રહે કાં ભય તે પછે?
એવાની પાસથી જ્ઞાન જાણવા કંઈ જો મળે,
જાણી લેવાનું તો રાખો નમ્રતા ભક્તિથી હૃદે.
એવા પ્રત્યે વિના પ્રેમ ભક્તિ ઊંડી ધર્યા વિના
શકાશે ના ગ્રહી યોગ્ય એવાની પાસથી જરા.
ભક્તિ ને પ્રેમ દેવાનાં પેલાને કાજ તો નથી
આપણા સૌ વિકાસાર્થે દેવાં જો યોગ્ય, દો ચહી.
એવાને બાંધી લેવાનું પોટલું ક્યાંય ના કશું
લોભથી આપણી પાસે એને લેવાનું શું રહ્યું?
નામના વિશ્વવિખ્યાતિ એવો ના માગતો ફરે
પોતાની વાત કે'વાની જેને તેને મના કરે.
એની મેળે થવા જે દે સ્હેજ ભાવે થતું બધું
ગોદાટો ના નકામો કૈં એને, તે પ્રાર્થના કરું.

એને જે લાગતું હોય, કે'વા દો સર્વ એહને
આપણું જાય તેમાં શું ? ના ગ્રહાતાં, ગ્રહો ન તે.

બેસે જો કૈં બગાડી તે જીવન આપણું કદા
સ્વતંત્ર આપણે છીએ એનાથી મુક્ત ત્યાં થવા.

બંધાયેલા નથી ક્યાં યે તેનામાં આપણે જરા
સ્વચ્છંદી હો ભલે એવો આપણે રે'વું આપમાં.

સ્વચ્છંદીપણું એવાનું સહેવાતું ન હોય જો
એને દૂર મૂકી દેજો તે વેળા હાથ જોડી તો.

દૂઝણી ગાયની પાટુ સહી લેવી પડે કદી
એવું એનું સહી પ્રેમે રાખજો કામ કામથી.

ગાંડા એવા ઘણા દીઠા પોતાને નૃપ માનતા
માની બેઠા ભલે તેઓ બને તે હાંસીપાત્ર શા !

માનવાને સદા ખુલ્લી બુદ્ધિ તટસ્થ રાખવી
બેળે બેળે મનાવાથી વળે ના સાર કોઈથી.

નમેલું એક બાજુનું પલ્લું જો રાખવું ચહો
સત્ય બાજુ નમેલું તે રહેતું હો, ભલે રહો.

'અંધશ્રદ્ધા મહીં ઊંડે જવા આપણને ન દે'
જોયું અનુભવે એવું શેની ચિંતા પછી રહે ?

સાયલા : તા. ૧૭–૧૨–'૪૩

# મૌન

## અનુષ્ટુપ

વૃત્તિઓ ઊઠી ઊઠીને ડો'ળાવ્યાં મનને કરે
ઠારવા સર્વ તે કાજે મૌનનો ઉપયોગ છે.

એકના એક અભ્યાસે રહેવા વળગી હૃદે
ભૂમિકા તે રચાવાને મૌનનો ઉપયોગ છે.

વ્હાલું મધુરું એવું તે પ્રભુનું સ્મરણું હૃદે
થયાં તે કરવા કાજે મૌનનો ઉપયોગ છે.

વિચારો સૌ જુદા જુદા ઊઠયા જે કરતા રહે
તણાઈ ના જવા તેમાં મૌનનો ઉપયોગ છે.

સ્થિરતા, શાંતિ, આનંદ ને તાટસ્થ્ય બધાં થકી
રાખવાને જરૂરી તે મૌન છે યોગ્ય ચિત્તથી.

રહે ચિત્શકિત વ્હેંચાતી, એને એકાગ્રો, કેંદ્રિત
એકાંગી ઊંડી રે'વાને મૌન ઉત્તમ સાધન.

આડુંતેડું કરે દોડયાં આમથી તેમ લક્ષ શું!
ઓીલે તે બાંધવા કાજે મૌન છે ફલદાયી શું!

ભેદ પડાવવા આવે વચ્ચે આપણને પથે
રહેવા યોગ્ય ચેતી, ત્યાં રખાવે ઠામ મૌન તે.

ચેતનાશકિત હૈયાની ઉદ્દીપ્ત કરવા ખરે
પરોવાવા ઊંડું તેમાં મૌન દે માર્ગ ચિત્તને.

પરિસ્થિતિથી તે મુક્ત રહેવાવા પૂરેપૂરી
કરી સરળતા આપે મૌન જીવનને ખરી.

સંડોવાતાં ભલે ને હો ઊંધું ને કૈં ચતું થતાં
આડે ચઢી જવાતાં ત્યાં બચાવ્યાં મૌન તે કરે.

પોતાનામાં પૂરેપૂરું પોતાને ઠરવા હૃદે
મૌન જેવો બીજો કો ના રામબાણ ઇલાજ છે.

ચિંતા, ઉદ્વેગ, કંટાળો, શોક, મત્સર, ક્રોધ ને
કામ–રાગાદિ ઠેકાણે સાધવા મૌન સાર્થ છે.

મૌન જો જળવાતું હો ખાલી, ખાલી નકામું જે
તો તો સૌ કચરો ભેગો કર્યાં તે કરશે ખરે.

હેતુ વિનાનું તે મૌન સારશે કાંઈ અર્થ ના
હેતુથી સંકળાવેલું જન્માવે મૌન ચેતના.

એક ઠામે રહેવાને ટકોર્યાં ચિત્તને કરે
રખાવે ચિત્ત ચોંટાડી ધ્યેયે મૌન ઊંડું હૃદે.

આપણી જાતને પૂરા ચેતેલા તે રખાવતું
જાગૃતિ કાળજી પ્રેરે મૌન જીવનમાં ઊંડું.
પ્રવેશાવે ઊંડું ઊંડું હૈયાનો ભાવ ધ્યેયમાં
નવા નવા જુદા અર્થ સમજાવ્યાં કરે સદા.
ગમે તે કરતાં છો હો, તે તે કર્મ બધાં વિષે
આપણે કરવાનું ત્યાં દોરવે ભાન મૌન તે.
સંજોગો ઊલટા આવે ઉપરાઉપરી ભલે
જળવાવ્યાં કરે શાંતિ, સ્થિરતા, સમતા, હૃદે.
પોતાની શક્તિનો ખ્યાલ જન્માવ્યાં મૌન તો કરે;
પ્રસંગોથી રહેવાને અલિપ્ત, મૌન પ્રાણ દે.
વૃત્તિઓ ઇંદ્રિયોનાથી જુદાં તો આપણે છીએ
સ્પષ્ટ ભાન હૉવા જેવું કરાવે મૌન તે હૃદે.

જેનું તેનું ઘટે જેવું યોગ્યાયોગ્યપણું હવું
સુઝાડયાં તે કરે મેળે મૌન આપણને પૂરું.
'કર્મ-અકર્મની કેવી વિવેકશક્તિ યોગ્ય તે'
હેતુથી સંકળાયેલું મૌન સર્વ ખીલાવશે.
સર્વની સાથ વાતોના રસે ઊંડા કદાપિ યે
ડૂબી ના તે જવા દેશે ભાવનાવાળું મૌન જે.
એક કામે રહેવાનું પૂરું ભાન રખાવશે;
ઉત્તેજના અદીઠી કો મૌન અનુભવાવશે.
વિચારો આવતાં ઊંધા પોતે સાવધ ત્યાં થશે
અગમ્ય ગૂઢ ત્યાં એવી મૌનથી શક્તિ જન્મશે.
વેગ, ઉત્સાહ ને જોમ, ખંત, સાહસ, ધીરજ,
પુરુષાર્થ તણી શક્તિ જન્માવે મૌન શી દિલ !
ગૂંચવાતાં ખરો રસ્તો આપમેળે સૂઝયાં જશે;
'ગૂંચવાવું કશી વાતે' મૌન તે અટકાવશે.
સર્વથી યે થયેલાં હો મુક્ત પૂરાં ખરાં હૃદે
મૌન પૂરાં બનાવે છે મૌન સાચું અનુભવે.
પૂરેપૂરા રહેવાને આત્મલક્ષી બધાં વિષે
પ્રેરાવે સહજે મૌન, મૌનનો શો પ્રતાપ તે !
એકલા આપ પોતે હો સમાયેલા બધાં વિષે
પાછા એનાથી યે જુદા મૌનમાં મૌનથી બને.
સ્થૂળ ને સૂક્ષ્મ તો મૌન, મૌન જેવા પ્રકારનું
જીવને ભાવ તેવા સૌ પ્રગટાવ્યાં કરે ખરું.
મૌનની તો દશાઓ છે એકએકથી શી જુદી !
આત્માના મૌનના જેવી સર્વોત્કૃષ્ટ દશા ન કૈં.

કુંભકોણમ : તા. ૧૦-૧૦-'૪૩

## કર્મમાં ભક્તિભાવ

### અનુષ્ટુપ

કામ વિના વિચારોને ઊઠવા દો ન કો રીતે
કાબૂ મેળવવા પૂરો ચેતવું જ્ઞાનપૂર્વક.
ઉદ્રેક ભાવના કેરો ભક્તિ વિના ન સ્ફુરશે
ભાવ વિના થતાં કર્મે ભાવ કેવી રીતે ઊગે?
ભક્તિભાવ ઊંડો હૈયે જેનો જીવનમાં ભર્યો
ઘટે છે જાગવો તેને કર્મોમાં સ્નિગ્ધતાભર્યો.

ઢાળની પોળ, અમદાવાદ : તા. ૧૦-૧૨-'૪૩

## સમર્પણભાવે કર્મ

### અનુષ્ટુપ

વિચારોની પરે કાબૂ જ્યારે પૂરેપૂરો થશે
સંશયમુક્તિ તે વેળા આપોઆપ હૃદે થશે.
પ્રાણની વાસનાઓ ને શારીરિક ક્રિયા પરે
પૂરો કાબૂ ઘટે હોવો જીવને જ્ઞાનપૂર્વક.
મોજાં વિચારનાં જે જે આવે તે સાથ નિઃસ્પૃહી
જાણે નિર્લેપ બેઠેલા તમે હો, એમ વર્તવું.
કોઈ વિચારને પોતે ના અનુમતિ આપવી
એને વહી જવા દેવો સાક્ષી–તટસ્થતા ધરી.
કર્મમાં એવું વર્તતાં આત્માની શક્તિ જાગશે;
કામ જે એથી લેશે તે વધારે શક્તિ પામશે.
'રહે જો ચિત્ત અક્ષુબ્ધ પૂરેપૂરું ખરેખરું'
પ્હેલું પગથિયું એને સાધના કેરું જાણવું.

આંતર ચેતનાશક્તિ જાગેલી જો થઈ હશે;
કરણો સર્વમાં એનો વિસ્તાર જામતો જશે.

આપણા અંતરે જ્યારે શક્તિ કામ કરી રહે
જ્યાં જ્યાં અશક્યતા લાગે ત્યાં લગાડવી કામ તે.

ઊર્ધ્વ કૈં ભૂમિકાનું તે કામ હોવું ઘટે ખરું;
તેના વિના બીજા કોઈ કામે એને ન વાપરો.

ચારે બાજુ ય પોતાને નિરાશા જેવું લાગતાં
જાણી લેવું ઘટે ત્યારે આપણે એકલા પડ્યા.

ત્યારે તો ચેતનાએ ત્યાં છોડી દીધેલ સાથ છે
તે વેળાના વિચારોને મહત્ત્વ દેવું ના હૃદે.

ભૂમિકાના બીજી કોઈ જાણી લેવા વિચાર તે
વર્તવું તે પ્રમાણે ના ગમે તે ત્યાં થઈ જતે.

ચેતના કો અધોગામી ઘસેડી લઈ જાય છે
પ્રમાણી એવું તે વેળા સ્હાય માંગ્યા કરો હૃદે.

સ્હાય માગ્યાં કરો ત્યારે આર્તનાદે ઘણા ઊંડા
પ્રત્યક્ષ ચેતના જાગે ત્યાં સુધી રે કરો મથ્યાં.

અનેરી શક્તિનું કોઈ ભાનજ્ઞાન હૃદે થશે
દોરવણી બધાં કામે જાણે તે આપતી જશે.

હૃદે દોરી રહ્યું કોક પ્રત્યક્ષ ભાન જ્ઞાન તે
પૂરેપૂરું હૃદે થાય કર્મે આપણને ખરે.

છેતરાવું કદી ના ત્યાં, ઉઘાડી આંખ રાખીને;
હૈયે અનુભવી જોવું સ્પષ્ટતાથી પૂરું ખરે.

આવું તે નાણી લેવાતાં શંકા ના રાખવી કશી
છતું જે હોય તે સ્થિર ચિત્તે જોવું જ પારખી.

બીજું ભેળાયલું ત્યાં જો હશે તો રંગ ત્યાં જુદો
જે પ્રમાણેનું હો ચિત્ત તેવા આકાર નીરખો.
તેથી તો ચિત્તને પૂરું બધાંથી જુદું રાખવા
અભ્યાસ પાડતાં રે'વું કર્મે જીવનમાં સદા.
એવી તટસ્થતા જ્યારે સાંપડી સૌ હશે પૂરી
આવિર્ભાવ થતી શક્તિ દેખાશે આપમેળથી.
પ્રભુની પ્રાપ્તિ વિનાના સૌ હેતુ તે જતા કરી
જે તમન્ના વધારે છે પ્રભુ કાજે ચહ્યાં કરી;
હૈયાનું સર્વ સામર્થ્ય તેને સાંપડતું હશે
પ્રત્યક્ષ એવું હૈયામાં તે અનુભવ પ્રીછશે.
પ્રભુ નિમિત્ત જે તે કૈં રાખજો કરવાનું સૌ
આપણે કાજ ત્યાં કાંઈ રહે ના કરવાનું તો.
જે તે વાતે પ્રભુભાવ લાવ્યાં તે ઉરમાં કરો
દૃઢાવ્યાં તે કરો ભાવ હૈયામાં પ્રેમથી ખરો.
પ્રભુની ચેતનાશક્તિ સર્વ કર્મ કરાવતી
તે તે કામ થતી વેળા ચેતના તે દૃઢાવવી.
આદિ, મધ્ય અને અંતે જ્ઞાન, ભાવે, કર્યાં જવું
પછી સમર્પવું પ્રેમે; કશું પાસે ન રાખવું.
પ્રભુ વિના બીજું કોઈ ક્યાં ય આપણું બેલી ના,
નિશ્ચય ઉરમાં એવો થવો પાકો ઘટે સદા.
પ્રભુને દોર સોંપીને, પ્રવેશો સર્વ કર્મમાં
સારુંમાઠું પછી એને સમર્પ્યાં જવું સર્વદા.
સર્વ કર્મ મહીં વૃત્તિ પોતાની જો રહે ન તે
"હું" બધું નીકળી જાશે, ત્યારે શક્તિ છતી થશે.

## માલિની

કરી કરી કરીશું શું આપણે રે બિચારાં?
તદપિ હઠતું ના તે 'હું'પણું આપણામાં;
હૃદયમહીં પ્રભુની ચેતનાને ઉતારી
સહુ કંઈ કરવામાં સ્પર્શ એનો થવા દો.

પ્રભુમય જીવવાનો પ્રેમ સૌ જાગવા દો,
પ્રભુમય જીવવાનાં સ્વપ્ન સૌ ઊઠવા દો,
પ્રભુમય જીવવાની ભાવના સૌ થવા દો,
પ્રભુમય જીવવાની ચેતના જન્મવા દો.

## અનુષ્ટુપ

જોવું કે આમ ને તેમ પાલવે કેમ તે હવે?
સ્થિર ચિત્તે જ એકાગ્રે ભાવથી વર્તવું હૃદે.

બીજા વિચાર કર્મોમાં આડા તેડા થવા ન દો
હૃદે ચેતનતા રાખો એવી આઠે પહોર તો.

પ્રભુ મેળવવા ઇચ્છો તો એને ઉર રાખવા
જાગૃતિ, ભાવના, પ્રેમ ધરો ત્યાં એવી ચેતના.

પ્રભુ મેળવવા ઇચ્છો તો ઇચ્છા સર્વ ઉરથી
જે તે જતી કરી; હૈયું પ્રભુમાં પ્રોઈ રાખવું.

આઠે પહોર એનામાં પ્રેમભાવે રહ્યાં કરી
મેળે કર્મ મળે તેમાં પ્રભુભાવે જવું ભળી.

પ્રભુભાવ થકી અન્ય કોઈ ભાવ નથી કશે
જ્યાં ત્યાંથી કર્મમાં ભાવ તે રાખ્યાં કરવો હૃદે.

આડીતેડી કશી વાતે વર્તવું અમથું ન તે
જ્યાં ત્યાંથી કામમાં ભાવ રાખ્યાં સૌ કરવો હૃદે.

પ્રભુની ચેતનાશક્તિનો અનુભવ કૈં થતાં
આપમેળે જણાશે સૌ કળારૂપે પ્રભુ તદા.
ચેતના પ્રાણશક્તિને ઉદ્‌ભવાવ્યાં કરો હૃદે;
જે તે સૌ કામ એનાથી લેવાનું રાખજો ખરે.
વિરોધી સૌ પ્રસંગોથી ભાગી ના છૂટવું કદી;
તે તે સર્વ થકી પોતે ઓળંગી જવું પ્રેમથી.
આહતા સાથ જેનો હો ભાવે ત્યાં વળગી રહો
એકલું વળગી રે'વું ચાલવાનું નથી કશું.
પૂરેપૂરો હૃદે સાથ આપ્યાં ત્યાં કરવો સદા
જે રીતે કૈં થવાનું હો યોગ્ય તેવા ચહો થવા.
કુંભકોણમ : તા. ૧૩-૧૦-'૪૩

## ત્રિગુણાતીત કર્મ

### અનુષ્ટુપ

જન્માવનાર પોતાને પોતા વિના ન કોઈ છે;
પોતાથી નિપજાવે જે પોતાને, ગુરુ તે બને.

પૂરું શુદ્ધ થતાં પ્હેલાં ગળાવું ભઠ્ઠીમાં પડે;
ગળાવાની ક્રિયામાં સૌ ધૈર્ય, પ્રેમ થવાં ઘટે.

ગુણોથી આવવું ઊંચું એમનું એમ ના બને
જાણવા જોઈશે 'ગુણો,' 'સ્વામિત્વ ગુણનું શું ?' તે.
ગુણનું કામ ગુણો તે એમને એમ ના કરે
સ્વભાવે ગુણ વર્તાવ્યાં સામાન્ય જનને કરે.

ગુણોની ઉપરે કાબૂ પૂરો મેળવવા હૃદે
કર્મમાં જ્ઞાનના ભાવે વર્તવું તેથી સાધકે.

ગુણોને સેવવાથી તો મળે ના કાબૂ એમનો;
જ્ઞાનભાવેથી વર્તાતાં કાબૂ ત્યાં મેળવી શકો.

કામ સૌ જ્ઞાની, અજ્ઞાની કર્યાં ગુણાશ્રયે કરે;
બન્નેના હેતુમાં જ્ઞાન જુદું જુદું રહ્યાં કરે.

નદીના પટની જેમ કર્મનો પટ તો ગુણો;
ગુણોમાં જેવું હો જ્ઞાન તેવો રે' પટ કર્મનો.

સોનાની ભસ્મ તો થાતાં ગુણ એનો જુદો બને
તત્ત્વ તો એકનું એક છતાં ભેદ તહીં પડે.

માનવું એક છે વાત, મનાયેલી દશા બીજી
અંતર કૈંક ગાઉ-નું બન્નેમાં તો રહ્યું સહી.

ઢાળની પોળ, અમદાવાદ : તા. ૧૯-૧૨-'૪૩

## ઈશ્વરાર્પણબુદ્ધિથી કર્મ

### અનુષ્ટુપ

પોતા ને વિશ્વની વચ્ચે કો પ્રકારની એકતા
લાગવા માંડતી જેને એની છે યોગ્ય સાધના.

ધર્મનું તત્ત્વ સાચું તો જાણવી સમબુદ્ધિ તે;
જેનામાં તે ઊગી ના તે ધર્મતત્ત્વ ન મેળવે.

જીવન-વ્યવહારોમાં પહેલું પારખું ઊંડું
આપણે આપણું લેવું સત્યને વળગી પૂરું.

ક્ષુદ્ર સૌ વાસનાઓને ટેવ સંયમ પાડજો
કેળવાવા પૂરેપૂરું એકાગ્ર ચિત્ત રાખજો.

એવી શ્રદ્ધાથી જે મંડે એવાને ધર્મબુદ્ધિને
યોગ્ય હો પંથ એવો જે, સૂઝયા વિના કદી ન રે'.

ઈશ્વરાર્પણબુદ્ધિથી કર્તવ્ય-કર્મ સૌ કરો
જીવતી ધારણા તેમાં રાખવાને મથ્યાં કરો.

કર્મના પરિણામે જે થતો લાભ જણાય તે
પૂરો ત્યાગ કરી દેવો પ્રભુપ્રીત્યર્થ ધારીને.

મન, વાણી અને કાયા વેચેલાં પ્રભુને જ હો;
એ રીતે વર્તવું રાખી ભાવના પ્રભુમાં ધરો.

અનન્ય ભક્તિની પૂરી પરાકાષ્ઠા થયા વિના
કર્મ કેરી ફળેચ્છાનો કદી ત્યાગ થતો જ ના.

સેવકોની કમાણીને શેઠજી ભોગવે બધી;
કર્મનાં ફળને તેથી સોંપવાં પ્રભુને ચહી.

'સંકલ્પ ને વિકલ્પોનો ત્યાગ' સંન્યાસ જાણવો;
કર્મનાં ફળનો ત્યાગ સાચો સંન્યાસ માનવો.

આત્માની શુદ્ધિના જેવી ચિત્તની શુદ્ધતા ખરી
જહીં સુધી થયેલી ના, તત્ત્વને પામશું નહીં.

ચિત્તશુદ્ધિ થવા કાજે પ્રભુભાવ દૃઢાવવા
કર્મ એરણ રૂપે સૌ ઘડાવા કરવાં રહ્યાં.

પ્રાપ્ત જે કરવા જેવું નિશ્ચળ પદ જે કહ્યું
'પ્રભુ સાથે તદાકાર રે'વું' તે પદ જાણવું.
કોઈક ગૂઢ યોગીઓ, યોગ જે જાણતા નથી
એવા માનવીઓ લેઈ, પોતાને વશ ચિત્તથી,
ઇચ્છા પોતાની કે એની પ્રમાણે, ચિત્તના ઊંડા
સંસ્કારોને કરાવે છે પૂરા જાગૃત ત્યાં ખરા.
તે વેળાનો ખરો લાભ જે કોઈ ઉગ્ર સાધક
લઈ લેશે હૃદે ચેતી પામે લાભ પૂરો ઉર.

ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, પ્રકાશ, બળ, દિવ્યતા,
જ્ઞાન, અમરતા, એવાં અંગો વિભૂતિનાં બધાં.

પ્રભુને પામવા કાજે અપાર ભક્તિથી ભર્યું
પ્રેમ-ઉત્કટતાવાળું હૈયું, સૌથી મહત્ત્વનું.

અનન્ય ભક્તિવાળાને બીજાં સાધન સૌ બધાં
જ્યાં ત્યાંથી તે મળી રે'શે, તેથી રે' ભક્તિથી ભર્યાં.

પ્રભુને ઇચ્છતો ના જે એને તે કદી ના મળે
જેની છે કામના જેમાં તે તેને મળશે ખરે.

પ્રભુ વિના બીજી ઇચ્છા તેથી ના રાખવી હૃદે
પ્રભુમાં કામના પૂરી રાખીને વર્તવું જગે.

વિશ્વમાં જ્ઞાન મૂકેલું વિશ્વનાથે કૃપા કરી
કિંતુ બુદ્ધિ ખોલેલી ના, તેથી તે પામતાં નથી.

વાયુ-આકાશને કેવો ગૂઢ સંબંધ હોય છે!
વાયુના ગુણદોષોનો સ્પર્શ આકાશને ન છે.

વાયુથી સાવ જુદું હો એમ આકાશ તો રહે
વાયુ જ્યાં નથી ત્યાં યે તે આકાશ વિદ્યમાન છે.

પ્રભુ એવો રહે વિશ્વે છતાં તેથી અલિપ્ત છે;
છતાં સંબંધ પાસેનો ગાઢ ને ગૂઢ ત્યાં રહે.

ઢાળની પોળ, અમદાવાદ : તા. ૨૭-૧૨-'૪૩

# પ્રભુધારણા

## શિખરિણી-મંદાક્રાંતા

ન સારાખોટાની ગણતરી કરી ધારણા ક્યાંય રાખો!
બધે જેમાં તેમાં ગૂઢતમ રહ્યો અંતરે હેતુ પ્રીછો;
પ્રભુનો છૂપો ત્યાં કરકમળ જે પ્રેરવાને મથાવે
ઊંડા ખ્યાલે એવા હૃદયકર્યો તે સાર્થ ભાવે ફૂલાવો.

પૂરી જેની આંખો ઉર ઊઘડવાની તમન્નાથી યુક્ત
બતાવે તે એને પળપળ નવું વિશ્વમાંનું રહસ્ય;
કરેલું જે તે યે અફળ કરવા તાત સામર્થ્યવાન
બનાવે છે શક્ય પરમ પ્રભુ તે હોય છોને અશક્ય.

અનોખી એની શી, ઉર શીખવવા સત્યની નોખી રીતો,
મથો તેથી જોવા નિજ હૃદયથી કાર્યનો ગૂઢ હેતુ;
સમાયો જે હેતુ સફળ કરવા ભાવના એકધારી
ઉતારી કર્મે તે મન પ્રભુ ધરી, તે કરી, પાદ અર્પો.

### અનુષ્ટુપ

અંતરે જે રહે જાગ્યા પ્રભુની ધારણા મહીં
એવાને શીખવે પોતે સાધનોથી વિચક્ષણ.
જે જે થતું બધું રે' છે આપણી આસપાસમાં
તેમાંથી યે નવું જ્ઞાન પ્રેરાવ્યાં કરતો સદા.
ચરાચરે સમાયેલો એની સાબિતી ઓહને
એવા અનુભવોથી શા કરાવે તે પ્રભુકૃપા.
એવાના જીવને કાંઈ નકામું આવતું નથી
હેતુ પ્રત્યેકમાં સ્પષ્ટ દીવા જેવો જણાય ત્યાં.

જીવતો જાગતો તેથી પ્રભુ પ્રત્યક્ષ તે ગણે
જેમાં તેમાં પ્રભુ કેરી ધારણા ધારી તે જીવે.

શિખરિણી-મંદાક્રાંતા

હૃદે ઊંડું ઊંડું પ્રિય સ્વજન સૌ ધારણા એવી ધારો
મળેલું મોંઘું આ જીવતર ભલા! વ્યર્થ ના તે ગુમાવો;
તમોને આકર્ષી તમ પર કૃપા શી પ્રભુએ કરી છે!
હવે ઘેલાં એના પદ પર થઈ ખેલજો જીવને રે.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૩-૩-'૪૪

## સહેતુક પ્રસંગો

શિખરિણી મંદાક્રાંતા

બધા નાના-મોટા નિજ જીવનમાં સાંપડે જે પ્રસંગો
નકામા ના આવે જરૂર પ્રભુનો ગૂઢ હેતુ રહેલો;
શકો ના પ્રીછી તે, પછીથી પ્રભુજી શું કરે બાપડો હા!
મળે જ્યાં વેતા ના નિજ મહીં પૂરા, દોષ શો આપવો ત્યાં!

જગાડ્યા છે એણે રહમ કરીને તો ય જો ઊંઘો જાઓ
હૃદે ચેતાવ્યા છે સમય સમયે લક્ષ ના તો ય લો જો;
બતાવ્યો છે એણે જીવનપથ તો શી કૃપા-આંગળીથી!
છતાં યે ના ચાલો પથ પર સીધાં, શી બલિહારી ન્યારી!

રહેવાનું માર્ગે અટલ હૃદયે ભાવના *ભારી કર્મે
મળે છે કર્મો સૌ નિજ હૃદયને ભાવના ઢાલવાને;
થતાં જો ના કર્મો નિજ જીવનની સાધના ભાવ પેઠે
વૃથા જાણો કર્મો; પ્રભુ તણી કૃપા વ્યર્થ શી ફેંકી દો છો!

* 'ભારી' કૃદંત તરીકે વપરાયું છે.

પ્રભુ ડાહ્યો જ્ઞાની, તમથી અદકો, શ્રેય જે છે તમારું
તમોને પ્રેરાવે તહીં, પણ છતાં ધ્યાન બેસે ન પૂરું;
સ્વભાવે દોરાઈ જીવન ઘડવાના પ્રસંગો ગુમાવે
હશે દેતાં શાને જગજન પછી દોષ એને જ માથે!

બિચારો એવો તે સહન કરી લે શો કરુણાળુ છે તે!
ન દે છોડી પીછો સતત પથમાં તે રહે ભાવ તોલે;
પ્રભુ ખુલ્લા હાથે જગતજનને આપતો શું રહે છે!
ન આપી જાણે જે લઈ પણ શકે શું બિચારાં જનો તે?

પ્રભુની જેને હો તલપ હૃદયે લાગી તે તો બધામાં
પ્રભુનો એ છૂપો કર નીરખવા રાખશે જ્ઞાન એમાં;
નથી જેને પૂરી સમજણ હૃદે ઊતરી કર્મભાવે
ન આવે એવી તે સમજણ કશી સ્હાયમાં યોગ્ય ટાણે.

થતું રે'તું પૂરું અનુશીલન જ્યાં ભાવનું ના હૃદેમાં
બધું આવ્યું પૂર ઉપરથી વહી તે જશે આપમેળે;
કૃપા દાખી વ્હાલાં! હૃદય સમજી જાગતાં રો' હવે તો,
પ્રભુને સંભાર્યા, સતત કરજો પ્રેમભાવે હવે સૌ.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૪–૩–'૪૪

## ધારણાયોગ્ય કર્મ

અનુષ્ટુપ

જો જવા દિલ હો ઊંચું, દૃષ્ટિ વૃત્તિ ઊંચી ધરો
કર્મમાં ધારણા એવી રાખો જેથી ઊંચા ચઢો.
વિના તે ધારણા ઊંચું જવાવાનું નથી કદી;
ધારણા જીવતી તેથી કર્મે રાખ્યાં કરો મથી.
ધારણા રાખવી પૂરી જીવતી જાગતી સદા
'સર્વ કર્તવ્યમાં તે જ કર્તવ્ય આપણું ભલા!

એવી તે ધારણા યોગ્ય આપણી જો રહ્યાં કરે
સર્વ કર્મ થશે યોગ્ય, રે'જો નિશ્ચિંત તો ખરે.
જેવી હો ધારણા કર્મે તેવો ત્યાં ભાવ નીતરે;
ભાવના ધારણા વિના કર્મમાં તે ન ઊતરે.
ધારણાની નથી ગેડ જેને બેઠી ખરેખરી
કૌશલ્ય કર્મમાં એને ના પૂરું સાંપડે કદી.
ધારણાયોગ્ય કર્તવ્ય જેનાં સર્વ થયાં કરે
સર્વ પ્રકારથી તેવો પૂરો નિશ્ચિંત શો રહે!
ધારણા એની મેળે તો રે'વાની નથી જીવતી
મથી મથી પુરુષાર્થ કૃપાથી કરવો ચહી.
ડામાડોળપણું ક્યાં યે ધારણામાં ન સંભવે
કર્મની પાર વેધંતી એની દૃષ્ટિ ઊંડી રહે.
ધારણા કર્મનો હેતુ ફળાવ્યાં કરશે સદા
ધારણા દિલ જન્માવે જીવન પ્રાણ કર્મમાં.
ગમે તેવું નજીવું યે કરો, તેમ ભલે છતાં
ધારણા રાખવી ત્યાં યે જીવન-ધ્યેયની સદા.
ધ્યેયની ધારણા જેઓ ભૂલતા નથી કો પળે
એવાને કર્મથી લાભ મળ્યાં સૌ કરશે જગે.
પ્રસંગો ના અમસ્તા છે, હેતુથી કોઈ તે મળે,
જેનામાં ધારણા રે' તે હેતુ ફળાવતા રહે.
ભેળવો ધારણામાં ના માન્યતા, રીત, કલ્પના;
આગ્રહ, મત, ટેવોથી રાખો તે મુક્ત ધારણા.
ધારણા સાથનો ભાવ કેંદ્ર-વર્તી જ જોઈશે;
ધારણા ભાવનો મેળ જન્માવે તે જ ફાલશે.
હિંદુ વિશ્વવિદ્યાલય, બનારસ : ૬-૩-'૪૪

## ગુરુને અંજલિ

### અનુષ્ટુપ

'આપવામાં' જિંદગીની માની જેણે કૃતાર્થતા
અંજલિ હું ધરું પ્રેમે એવા શ્રી ગુરુપાદમાં.
બતાવ્યાં સાધનો એણે તેમાં તત્પરતા પૂરી
જેમ, સાહસ દાખી સૌ મંડયા રે'વા, કૃપા કરી.
પોતાનું શું થશે એની ચિંતા ક્યાં ય ઊઠી નહિ,
પૂરું એ કરવા ધ્યાન કાર્યમાં રાખતો સહી.
ધ્યેયને ચૂકીને ક્યાં યે બીજે ચિત્ત જરા જતાં
વાળીને તે પદે એના રાખવામાં ગણી મઝા.
સ્મૃતિને ગુરુની પુણ્ય પ્રેરણાત્મક કાર્યમાં
ફૂળાવાની કળા હૈયે ઉપજાવી શક્યો તહાં.
કરી ન્હોતું દીધું કામ ગુરુએ મારું આપથી,
કરી બતાવતાં આપ્યું હજારોગણું પ્રેમથી.
છતાં એમાં કંઈ મારી મહત્તા મેં ગણી નથી.
પ્રભુકૃપાથી તે સર્વે શક્યું પૂરું થઈ વળી.
ભાર ઉપાડવા મારો એને મેં વીનવ્યા નથી;
કરી ચૂક્યો બધું ચીંધ્યું; છતાં માગ્યાં કર્યું નથી.
બતાવેલું કરી દેવા મંડતો પ્રેમથી રહ્યો
લાખો વાર પ્રણામો મેં શ્રીગુરુને કર્યાં કર્યાં.
ચિંતવ્યા'તા હૃદે એને કેટલી કેટલી પળે!
સ્હાય સાક્ષાત આપીને રાખ્યો શો જીવતો મને!
એવા કૃપાળુ મારા તે ગુરુના પાદમાં લળું
દીધું જેણે હૃદે જ્ઞાન એની સેવા કર્યાં કરું.

દીધેલું ઋણુ એનું તે અદા પૂરું થવા સદા
તમારો પ્રેમસંબંધ વાંછતો રહું ઉરમાં.

જન્માવી જીવને ભાવ પ્રભુપ્રેમ રસાત્મક
દક્ષિણા તે ગુરુ કેરી આપવા દિલ ઉત્સુક.

કશું યે ઠીક મારામાં જણાતાં પ્રભુનું ગણો
મહત્તા પ્રભુને દે ત્યાં વારી વારી હૃદે જજો.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૫-૩-'૪૪

## કર્મપ્રસંગોનું રહસ્ય

### શિખરિણી-મંદાક્રાંતા

બધી કોરી કોરી સમજણ થકી શું થવાનું ? વિચારો,
નકામી જાણો તે સમજ, પૂરતી જો ન આચારમાં હો;
લૂલી લૂલી એવી સમજણ હૃદે કામમાં આવતી ના,
ભરી ભાવે હૈયાં અનુશીલનમાં ખંતીલાં રહો હમેશાં.

પ્રસંગો તો આપે પ્રભુ, કરી કૃપા, જાતને જાણવાને
બનાવી કાં દો તે અફળ, જીવતા ના રહો કેમ ત્યારે ?
પૂરેપૂરી રીતે સમજવી ઘટે જાત પોતાની કેવી !
પછી એને ખંતે કળકળ થકી વાળવી જ્ઞાનભાવે.

થતાં કર્મોમાં તે નિજ મન તણા શા વળાંકો રહે છે !
પૂરી એની એવી સમજણ હૃદે જેહને ત્યાં પડે છે;
ટકોરી તે વેળા નિજ મન ગતિ પાંસરી રાખી ભાવે
રહે છે જે ઠામે, પ્રભુમય થતાં વાર તેને ન લાગે.

કૃપા એવી એની લળી લળી નમી, ભક્તિભાવેથી યાચો
કૃપાકાજે ઊંડું હૃદય તલસો પ્રેમ—ઉત્સુકતામાં;
પ્રભુને સૌથી યે નિજ જીવનમાં આપશે જે મહત્ત્વ
કૃપા એની હૈયાં મન ભીંજવશે, પ્રેમથી રંગી દેશે.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૫–૩–'૪૪

## કર્મમાં કર્મનો હેતુ ફળાવો

### શિખરિણી–મંદાક્રાંતા

કશું આડુંતેડું ખપ વગરનું ધ્યાનમાં લેવું ના તે
સ્ફુરે જે બીજું સૌ ઉપરથી વહી તે જવા દેવું મેળે;
પરોવી ના દેવું અવર વિષયે ચિત્તને કોઈ રીતે
પરોવીને રાખો પ્રિય પ્રભુ તણી ધારણામાં ઊંડું તે.

મળ્યો છે સંસાર કંઈ ન અમથો; સાર જો એથી ના લો
વૃથા જાશે હેતુ જીવન ફળવા કાજ રૂડો મળેલો;
મળેલું માનુષી જીવન પ્રભુની પ્રેમભક્તિસ દિવ્ય
હૃદે એવા ઊંચા જીવન પર કાં આપતાં ના મહત્ત્વ!

પ્રભુની માયાને તરી નહિ શકો જો પ્રભુનાં થશો ના,
પ્રભુની માયાને તરી નહિ શકો પ્રેમ જો ના પ્રભુમાં;
પ્રભુની માયાને તરી નહિ શકો કેંદ્રિત ત્યાં ન જો હો
પ્રભુની માયાને તરી જઈ શકો જો પ્રભુને વરો તો.

પ્રભુની માયાની પકડથી થવું મુકત ના સ્હેલ વાત
ધરીને માયામાં મન મતિ કદી ના બનો એથી મુક્ત;
છતાં માયામાં યે જગપતિ છૂપો એહને ના નકારી
રહેલી માયામાં ગૂઢ પ્રભુ તણી છાંય' જોવાનું શીખો.

પ્રભુ વિના બીજું કંઈ પણ નથી; છો ભલે વિશ્વ દેખો
સકંચામાં એના હૃદ બની જતાં દેખશો એવું સૌ તો;
બધી રીતે એના સ્વજન બનીને જો તમે લાગશો* તો
બધાંમાં યે એને નીરખી શકશો જો પ્રભુને વર્યાં તો.

અનુષ્ટુપ

ધારવું માનવું જે તે પ્રભુની ધારણા ઊંડી
વધે એવી રીતે તે તે ધારવું માનવું સ્તવી.
પ્રભુની ધારણા જેથી વધે એકાગ્ર જીવતી
માનવું કર્મ તે યોગ્ય; કર્મની રીત તે ખરી.
મહત્ત્વ કર્મને ના દો, જે કાજે તે મળ્યું હોંસે
પૂરેપૂરું ફળાવાને એ પરે દો મહત્ત્વ તે.
રાખજો ભાન પોતાનું પૂરેપૂરું સદા ઊંડું
વૃત્તિને કો રીતે તાબે ક્યારે યે ના થઈ જવું.
પ્રભુની ભાવના હૈયે દૃઢાવ્યાં કરવી સદા
ગણી શ્રીહરિને મોટા પ્રવેશો જ્ઞાન કર્મમાં.
હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૭-૩-'૪૪

## હેતુમૂલક કર્મ

અનુષ્ટુપ

પ્રભુની ×ભાવના જેને ઓતપ્રોત હૃદે રહે
ઓળંગી કર્મને જાય, ભાવથી કર્મમાં રહે.
મર્યાદા કર્મની એને કો રીતે વળગે નહીં
કર્મથી કર્મનું તત્ત્વ મેળે જન્માવતો જીવ.

---

* વળગશો. × ધારણા.

કર્મમાં વ્યવહારે તો માત્ર યાંત્રિકતા મળે
કર્મે જે સાધના સાધે જાગતો તે રહી શકે.
કિંતુ જે કર્મની પાર ઠામઠેકાણું ના મળે
કશો ઢંગધડો એના કશા ના ભલીવાર છે.
ગમે તેવું ભલે કામ નાનામાં નાનું હોય જે
કિંતુ ત્યાં જ્ઞાનથી હૈયે પ્રેરાવાયાં જવું ઘટે.
કશી યાંત્રિકતા કર્મે એવાના કર્મમાં નથી,
મહત્ત્વ કર્મને એવો ક્યાં યે તે આપતો નથી.
મહત્ત્વ તે કશાને યે આપ્યાં ના કરતો કદી
નોખો સર્વથી પોતે તો તરી ઉપર રહે સદા.
સર્વ કર્મ પ્રસંગોમાં એનો જે ગૂઢ હેતુ હો
પ્રેરાવ્યો જાય એ રીતે જે કર્મે, શ્રેય પામતો.
હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૧૬-૩-'૪૪

## કર્મમાં ઇષ્ટ ધારણા

### અનુષ્ટુપ

વિરોધાભાસી પ્રવૃત્તિ જીવને તો મળ્યાં કરે
તેમાં સુમેળ જે સાધે, જીવન-વ્હેણમાં વળે.
એક બીજાથી જુદી હો એવી પ્રવૃત્તિ જીવને
સદા ઉદ્ભવતી રે'શે; છતાં ત્યાં યે સુમેળ છે.
એવા સુમેળનાં મૂળ પ્રવૃત્તિ-હૃદ ઊતરી
જુએ જે, વ્હેણ વાળી તે શકે જીવન-તત્ત્વમાં.
એક હો કર્મ, એનાં તો પાસાં તો ય કંઈક તે
ધ્યેયને યોગ્ય પાસું તે કર્મમાં ભાળવું હૃદે.

પ્રવાહો પ્રકૃતિજન્ય નકારાત્મક હો ભલે
કિંતુ એમાંથી તો જ્ઞાન મળ્યાં આપણને કરે.
બોધ લેવા મળ્યાં છે સૌ ભૂમિકા રૂપ વિશ્વ તે
કર્મથી જે અતિરિક્ત ચેતના, પ્રીછજો હૃદે.
ગુણો પ્રભાવથી કર્મે જે તે કોઈ પ્રવેશતું
પ્રકાર ગુણનો જાણી ગુણમાં ભાન રાખવું.
ગુણનું ભાન ના ચાલે ઇષ્ટની ધારણા હૃદે
આરપાર બધાં કર્મે જીવતી રાખવી ઘટે.
આપણામાં રહેલી છે પ્રકૃતિ ત્રિગુણાત્મક
પોતાના તે સ્વભાવેથી વર્તાવ્યાં કરશે જગ.
ઈશની ચેતનાશકિત પ્રકૃતિમાં શી ગૂઢ રહે
યંત્ર પેઠે ચલાવે છે વિશ્વને મૂઢતાથી તે.
પોતાના ઉરમાં કિંતુ ચેતનાવંત જે રહે
વિવેકશકિતથી હૈયે જાગેલો તે રહ્યાં કરે.
સર્વ પ્રવૃત્તિમાં એ તો તાંતણે ધારણા તણા
એકધારું પરોવાઈ રહેવાનું ચૂકે ન ત્યાં.
ઇષ્ટની ધારણા સૌમાં સારા કે નરતા વિષે
એવો અભ્યાસ ભાવેથી રાખવો પડશે બધે.
પ્રકૃતિજન્ય પોતામાં પ્રવાહો જે ઊઠ્યાં કરે
ઘસડાઈ ગયા વિના સંયમે સમતા ધરે.
પ્રવાહોની ગતિ ક્યાં તે પ્રેરાવે છે લઈ જવા
સળંગે ને સમગ્રે તે જોવાનું રાખવું સદા.
જેનાથી ધ્યેયની વૃત્તિ પોષાયે તેવું વર્તવું
વિચારી તેમ બાકીનું છોડી દેવાનું રાખવું.

નઠારું કૈં મળ્યું હોય ત્યાં શી નિસ્બત આપણે ?
બધું સ્વીકારવું તેથી ધ્યેયને પંથ જે મળે.

મળે જેની કનેથી જે પ્રભુ પાસેથી તે મળ્યું
ભર્યો ભર્યો ઊંડા ભાવે એનો આભાર માનવો.

વિના હેતુ 'નકામું' યે નકામું ના મળે કદા
હેતુ જ્ઞાન સ્ફુરે જેને 'નકામાં'માં, કરે ફળ્યાં.

વિશ્વની રચના ખાલી એમની એમ ના હશે;
એનામાં ખોળવાનું જે રાખે ઈશ, હૃદે જીવે.

શરીર આપણું લૂલું, ભલે સાધન પાંગળું
કિંતુ કેવું જરૂરી તે ધર્મને પામવા ઊંડું !

વિશ્વ તેવી રીતે જાણો ઈશનું તે શરીર છે
શો અવ્યક્ત રહે નાથ સંતાયેલો મહીં બધે !

સંકળાયેલ છે પોતે છતાં તે રચના મહીં
અને એનાથીયે નોખો પોતે પાછો રહે કહીં.

'નકામું' 'સારું' એ દ્વંદ્વ; દ્વંદ્વમાં દ્વંદ્વની રીતે
કર્મે પ્રવેશવાનું ના આપણે રાખવું ઘટે.

એરણ કર્મ જાણી તે ઘડાવા જીવને મળ્યું
'ઘડાવાનું શી રીતે ત્યાં બને' તેવું વિચારવું.

જીવનધ્યેયના વિના અન્ય કો હેતુને વિષે
પરોવાવાનું ના રાખો જાગૃતિ ધારીને હૃદે.

ઊંઘમાં જાતનું ભાન રહે આપણને ન ત્યાં
છતાં યે કરતાં રો' છો કર્મ ત્યાં ય અજાણતાં.

ભોગવો ભોગ સ્વપ્નાંમાં લીધાં ત્યાં રસ જે કરો
જાગૃત સ્થિતિનો ભોગ એનાથી હળવો ખરો.

સ્થળ ને કાળમર્યાદા સ્વપ્નના વિશ્વમાં ઘટે
દશા જાગૃતમાં બન્ને રહે, વિક્ષેપ ત્યાં નડે.
તેથી ઊંઘ મહીં હૈયે પૂરા જે ચેતતા રહે
સાક્ષીભાવ હૃદે રાખી અલિપ્તપણું કેળવે.
તેવા માત્ર બધાં કર્મોના પ્રવાહે તણાય ના
પ્રભુપ્રસાદી જાણી તે કર્મને, માનતા કૃપા.
કર્મથી કર્મનું હાર્દ કર્મમાં મેળવાય તે
કર્મની સાધના એવી કર્મ વ્યક્ત સ્વરૂપ છે.
બદલાવા ગુણો કેરી ગતિ કર્મ મળ્યું ગણો;
એવું કર્મ નકારે જે નકાર્યો ઈશને ગણો.
આડાં તેડાં મળે કર્મ તેમાં જોવું નહિ કશું
સ્વભાવ પલટાવાવા કર્મ સાધન પ્રીછવું.
તેથી ભલે ગમે તેવાં કર્મ હો, કિંતુ ધારણા
ઇષ્ટની ત્યાં હૃયે રહેતાં પામશો ફળ ઇષ્ટ ત્યાં.
કર્મની સાધના એવી હૈયે ધ્યાન ધરી કરે
કર્મને પ્રેરનારી તે ચેતના મેળવી શકે.
ભક્તિભાવ ઘૂંટ્યા વિના 'પૂરી દઢાવવી હૃદે
કર્મમાં ધારણા ઊંડી' કો રીતે ના બની શકે.
શ્રદ્ધા-વિશ્વાસ જીવંતાં કેળવાયાં જતાં હૃદે
કર્મનું બાહ્ય જે રૂપ મેળે ઉકેલ પામશે.
જ્ઞાન જન્માવવા કર્મ, કર્મ પ્રેરક ભાવ છે,
રાખવા ત્રણમાં મેળ થવું કેંદ્રિત ત્યાં પડે.
ત્રણેમાં એકનું ઊંડું જેને ધ્યાન રહે હૃદે
ગ્રંથિઓ તૂટશે મેળે એકતા પામતાં ત્રણે.

ત્રણેને એક ભાવેથી જોડવાની કળા હૃદે
સાંપડી હોય તેવાને કોયડો ક્યાંય ના કશે.

અનાદિ આદિ કેરા જે ગૂંચવાડા ભર્યા બધા
પ્રશ્નો સૌ વિશ્વજૂના તે ઊકેલાઈ જશે તદા.

પામવાનું ખરું જે છે પ્હેલાં તે પામવા હૃદે
જેમ જો પ્રેરશું ત્યાં તો સર્વનો અંત આવશે.

પ્રપંચી રૂપ માયાનું એમાં યે ખેલ ઈશના;
ઈશ્વરે ત્યાં રમે કેવો! જણાશે આપમેળ ત્યાં.

તર્ક, વિતર્ક કે ચર્ચા, શાસ્ત્રની સૌ પરંપરા
એકલી બુદ્ધિના શુષ્ક સાધને તે મપાય ના.

જિજ્ઞાસુ, આર્ત ને આર્દ્ર તાલાવેલીભર્યું ખરું
કેળવાયું હશે જેનું હૈયું, તે પામતો બધું.

જેમાં તેમાં પ્રભુભાવ કેળવ્યાં કરવા ઊંડો
ધારીધારી હૃદે એવી ધારણા, મથતાં જજો.

ધારણા ધારવા એવી ઊંડી જીવતી ઉરમાં
સાધનો ધ્યાન આદિનાં તે કાજે છે જરૂરનાં.

વિચારોના સકંચેથી પૂરું મોકળું ત્યાં થવા
જોડાતાં શૃંખલા એમાં ચેતતા રે'વું સર્વદા.

પ્રભુના ભાવમાં ઊંડા રહેવાવા બધાં વિષે
જ્ઞાન હેતુ તણા ભાવે રહેવું ચિંત્વને હૃદે.

મધ્યસ્થ, અંતરે સૌના, આરપાર બધાંની યે
સર્વના પારની પારે પોતે કૂટસ્થ શો રહે.

મધ્યસ્થ, અંતરે સૌના, આરપાર બધાંની યે
સર્વની પારની પારે, કેળવ્યે, દૃષ્ટિ પામશું.

મારી પરે ઊંડો પ્રેમ રાખી જેણે મને હૃદે
આ બધું શિખવાડયું છે તેને હું નમું છું પદે.
ગિરિની આગળે જેવો કાંકરો શો હિસાબનો?
સમુદ્ર આગળે બિંદુ, તેના આગળ તેમ હું.
માતાની આગળે બાળ કાલુંઘેલું કશું વદે
માતા શી હરખાયે ત્યાં! તેવું જોજો મને તમે.
જીવને દૃષ્ટિ, વૃત્તિને દઢાવા જે રીતે કર્યું
નમ્રભાવે તમોને તે જણાવાને કહ્યું બધું.
'તર્ક, ન્યાય, દલીલોથી બીજી પરંપરાર્થો કો
ટકી તે શકશે કે ના?' એવું ના દિલમાં ધર્યું.
એકલું કશું બુદ્ધિથી જાણવા કરતાં ઊંડું
ભાવથી કર્મ પ્રેરાવા, ગુરુએ ત્યાં મથાવિયું.
શરીરે જીવતા તે ના હું-કાજે જીવતા થયા
મને પ્રત્યક્ષ આવીને ચેતાવી શા જતા રહ્યા!
લાખો યે જીવનો આવાં આપી દેતાં ય હું કશો
વાળી ના બદલો પૂરો શકું એવા ગુરુ તણો.
એવા ગુરુ તણો ભાવ આપના પાદમાં ધરી
જેવું તેવું ધર્યું મેં તો ચિત્ત રાખી તમો મહીં.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૨૦-૩-'૪૪

# કર્મમાં પ્રભુભાવ

**અનુષ્ટુપ**

કર્મનું એક પાસું તે જોઈને કર્મનો મત
બાંધી લેવો ઘટે ના, તે રાખજો લક્ષમાં દૃઢ.
કર્મનો હેતુ કોઈનો જાણ્યો ના હોય જ્યાં સુધી
ત્યાં સુધી તોળવા કર્મ બેસી ના ત્યાં જવું કદી.
પાસાં તો કર્મનાં કૈંક, પાસું પ્રત્યેક છે જુદું
જુદો પ્રત્યેક પાસાનો લક્ષ્યાર્થ હોય છે ઊંડો.
સર્વ બાજુથી જોવાની કર્મમાં દૃષ્ટિ, વૃત્તિ તે
થયેલી પાકી જ્યાં ના હો, ધારવું ઠીક ના થશે.
ખીલેલાં સમતાદિ હો તાટસ્થ્ય ને નિરાગ્રહ
ત્યારે જોઈ શકો પૂરાં કર્મ સૌ તુલનાત્મક.
ખ્યાલ સૌ બાંધવાના તે સાધકે છોડવા ઘટે
નવાં મૂલ્યાંકનો જોવા રાખવું લક્ષ સાધકે.
ધારતા હોઈએ પોતે એકલું માત્ર તે ખરું
મડાગાંઠ કરી એવી વાળી રાખી ન બેસવું.
પ્રભુપંથે વળે છે જે પ્રભુ તેને કરી કૃપા
છોડાવવા મડાગાંઠો અનેરા દે પ્રસંગ શા!
નવાં મૂલ્યાંકનોમાં યે બંધાઈ ના જવું વળી
ત્યાં યે નિરાગ્રહી રે'વું, સત્ય તો પર સર્વથી.
નવાં મૂલ્યાંકનો જે હો તૈયારી જ્યાં સ્વીકારવા
વર્યાં એને કરે સત્ય તોડાવી દુર્ગ ભેદના.
શિખવાડ્યાં કરે એ તો નવી રીતે નવી કરી
ભાન કિંતુ ન જે રાખે એને સત્ય મળે નહીં.

પોતાની મેળ તો સત્ય કદી દેખા ન દે કહીં
ખોળવા જે મથે ખંતે એને સત્ય સૂઝે સહી.

ભક્તિ હો જ્યાં સુધી હૈયે નૈસર્ગિકપણે નરી
જેની તે કેળવાતી રહે, ઊંડા ઊતરશે નકી.

ભક્તિ વિના કદી શ્રદ્ધા જીવતી બનતી નથી
શ્રદ્ધા પાકયા વિના બુદ્ધિ ઠેકાણે ઠરતી નથી.

સ્વભાવ બુદ્ધિનો એવો શંકાશીલપણા તણો
એમનો એમ કો રીતે કદી યે તે ન પ્રીટતો.

એને ફિટાડવા કાજે કર્મની કૈં પરંપરા
પ્રભુના ભક્તને મેળે જીવને તો કરે મળ્યાં.

એવા પ્રસંગ જે વેળા મળે તે વેળ ઉરમાં
તે રીતે તે ગ્રહી લેવા હજો ઉત્સુકતા સદા.

એવી ઉત્સુકતા, બુદ્ધિ શ્રદ્ધાયુક્ત થતાં ઊગે.
એથી બુદ્ધિ ગળે પૂરી પ્રભુમાં એમ વર્તજો.

બુદ્ધિને ગાળવા કેરી, એની રીતો અનેરી શી!
જિજ્ઞાસા તેવી જેની રહે એને તે સૂઝતું નકી.

પ્રભુની સ્મૃતિ સદ્‌ભાવે કર્યાં તે કરવા થકી
જિજ્ઞાસા આપમેળે યે પાકયાં ધીમેધીમે જતી.

મળે જે જે જગે હૈયે સદ્‌વૃત્તિ તે બધાં મહીં
કરી જોયાં, પ્રભુભાવ મથો દઢાવવા ચહી.

બીજાંના જીવને તેવો સદ્‌ભાવ પ્રીછવા તણો
આપણી ચિત્તવૃત્તિનો તેવો અભ્યાસ રાખવો.

કિંતુ સદ્‌ભાવ જે જુઓ બીજાંના જીવને તમે
ઊંડો તેમાં ય હૈયામાં દઢાવો પ્રભુભાવને.

ચિંત્વન ભાવનું એવું જ્યાં જ્યાં જીવન કર્મમાં
એકધારું રહે જેનું પામે તે સ્થિતિ તત્ત્વમાં.

સારા કે નરસા કેરું આપણે કૈં ન ચિંત્વવું
પરંતુ સર્વમાંથી યે ભાવને નિત્ય પ્રીછવું.

એવો અભ્યાસ જેનો રહે જીવતો જાગતો સદા
પોતાના કર્મમાં પૂરો તે જુએ પ્રભુ સર્વમાં.

માનવીમાં પ્રભુભાવ જુદીજુદી રીતે કરી
વ્યક્ત પોતે થતો રે'છે એની પ્રકૃતિ-રીતથી.

આપણી પ્રકૃતિ જેવી બીજાંની પ્રકૃતિ ગણી
સમદૃષ્ટિ પૂરી રાખી એનામાં વૃત્તિ રાખવી.

વર્તવું સર્વ સંગાથે કે જેથી કરીં આપણી
પ્રભુના ભાવમાં બુદ્ધિ એની મેળે રહે થતી.

પ્રભુના ભાવનો ખ્યાલ જેમાં તેમાં દૃઢાવવો
જેમાં તેમાં પ્રભુ વિના અન્ય જોવાનું ના થજો.

પ્રભુ જેને બધાંનામાં ને પોતામાં બધી રીતે
પ્રીછવો એક ભાવે છે, તેણે વર્તવું તે રીતે.

પ્રભુ પોતે કઈ રીતે પ્રેર્યાં જીવનને કરે
થતાં 'સૌ કર્મમાંથી' તે સાધકે જાણવું ઘટે.

પ્રત્યેક કર્મમાંથી ત્યાં એવા ભાન તણું હૃદે
પૂરેપૂરું થવું જ્ઞાન જોઈએ તે ક્ષણે ખરે.

પ્રભુ ઉપર તે વિના શ્રદ્ધા-વિશ્વાસ જીવતાં
ઉરમાં ના દૃઢાશે ને જિજ્ઞાસા તીવ્ર ના બને.

વિચારો કર્મના કૈં કે પ્રસંગો વ્યવહારના
મોળા ના તે થતા કિંતુ ઉકેલાશે જુદી રીતે.

ગણિતશાસ્ત્રી તો સ્હેજે ભારે છો કોયડો હશે
બીજાંને મૂંઝવે તેવો, અલ્પાયાસે ઉકેલશે.

પ્રભુના ભક્તને જ્યાં ત્યાં પ્રભુચિંત્વન સ્ફુરશે
પ્રભુ એના બધામાં છે એના સૌ વ્યવહારમાં.

કર્મમાં કર્મનું કોરું એકલું માત્ર લક્ષ તે
સાધકે રાખવાનું ના પ્રભુ વિનાનું તે હૃદે.

જે જે કાંઈ થતું હોય તેમાં જો ધ્યાન ઈશનું
આપણું ના રહે તો તે મિથ્યા સર્વ પ્રમાણવું.

પ્રભુ-આરાધના જેને પ્રત્યક્ષ જીવને ખરી
ભાવથી કરવી, તેણે મચ્યાં ત્યાં જવું પ્રેમથી.

એકધારું વહ્યાં જાવું ભકિત ને જ્ઞાન રાખીં સૌ
ભાવના પ્રેરી કર્મોમાં પ્રભુને ત્યાં જગાડજો.

પ્રભુપ્રેમ તણી માત્રા ભક્તિ રાખી વધારવી
પ્રભુના ભાવમાં લીન રહેવું પૂરું ખ્યાલથી.

જીવવાનું બીજું ધ્યેય આપણું કોઈ છે નહીં
આપણે કરવાનો છે પ્રભુને જીવતો સહી.

કૃપા રાખી કશું જુદું પ્રભુ વિના ગણો નહીં
કોઈયે *ક્ષેત્રમાં જુદો એને તો ગણવો નહીં.

સાથે એને સદા ધારીધારીને સર્વ કર્મમાં
તે તે ઉકેલવાનું તે આપણે રાખવું સદા.

એને ના છોડવો ક્યાંયે બાંધીને રાખવો પૂરો
કૃપા તો એટલી હાવાં મારી ઉપર રાખજો.

* ક્ષેત્રથી

પ્રભુને વરવા ધાર્યું પ્રભુ વિના બીજો કશો
અર્થ ના જીવવાનો જો; તો પછી કેમ ઊંઘશો?

કશાં જીવનનાં ક્ષેત્રો સારાં કે નરસાં હવે
આપણે ગણવાનાં ના જે મળે તે સ્વીકારજો.

સારી કે નરસી એવી વૃત્તિ કર્મ મહીં કદી
પ્રભુ વિનાની કો બીજી આપણે ધારવી નહીં.

સંસારી માનવી જેવો ખ્યાલ તે સર્વ કર્મમાં
આપણે ધારવાનો ના લક્ષ તે રાખજો સદા.

હૈયે ઉતારતા રે'વું પ્રભુનો ભાવ પ્રેમથી
કૃપા પ્રેમ પ્રભુનાં તે માગતાં રે'વું ભક્તિથી.

પ્રભુ પ્રત્યક્ષ છે ઊભો એની જો સ્હાય આપણે
લેવા તૈયારી રાખીશું, આવશે તો અનુભવે.

એવા અનુભવો જેમ પાકતા હૃદયે જશે
પ્રભુનો ભાવ તો તેમ ત્યાં પ્રત્યક્ષ થતો જશે.

ભૂલો ના પ્રભુને ક્યાં યે રાખીને ખંત એટલી
સાવધાન પૂરા રે'વા હૃદે યત્ન કર્યા કરો.

'માનવી જિંદગી કેવી પ્રભુની ભેટ!' જાણી તે
એને સર્જાવીને પૂરી સાર્થ તે કરજો પદે.

પ્રભુ તો છે બધે જ્યાં ત્યાં જેમાં તેમાં પ્રભુ તણો
જીવતો ખ્યાલ રાખીને કર્મના હેતુથી જીવો.

કર્મ ના મુખ્ય, કર્મોથી જેને છે પામવાપણું
સર્વ તે કર્મમાં એનું ભાન, લક્ષે સ્ફુરાવવું.

મહત્ત્વ કર્મમાં એનું આપ્યાં તો જીવને જવું
કર્મ સુધારશે વ્હાલો જે રીતે શ્રેય આપણું.

શ્રેય શેમાં રહેલું છે જાણતો તે પૂરેપૂરું
સારું કે નરસું છોને, બન્નેમાં તે સદા ઊભો.

'નઠારું' તે નઠારું ના જો પ્રભુભાવ ત્યાં હશે
દ્વંદ્વની પાર એ રીતે જીંદગીમાં થવાનું છે.

દ્વંદ્વમાં તે પ્રભુભાવ જો રાખી ના શકીશું તો
દ્વંદ્વથી શી રીતે પાર થવાના પછી જીવને?

દ્વંદ્વની વૃત્તિ તે દ્વંદ્વે રાખવાની ન જીવને
એકધારું ઊંડું એવું ભાન તે રાખજો હૃદે.

'ભારે મુશ્કેલ છે આ તો, આવું કેમ બને બધું?'
એવું વિચારવાનું ના આપણે રાખવું કશું.

ડગ એક પછી એક ભરાતાં તે જતાં કરી
કપાવાનો જ છે પંથ ખ્યાલ તે રાખજો નકી.

કેટલું કેટલું આઘું જવાનું ત્યાં મહત્ત્વ તે
આપ્યાં ના કરવું, કિંતુ હાથે પ્રત્યક્ષ કર્મ જે
ઉકેલ્યાં તે જવામાં સૌ વર્તવું લક્ષ રાખીને
ત્યાં મુશ્કેલી તણા ભારે વિચારે દો ન જોર કૈં.

મુશ્કેલી આવતાં પ્હેલાં મુશ્કેલીનો વિચાર તે
ઘણાંને મૂંઝવી નાખે મુશ્કેલી કરતાં ઘણો.

શાંતિ ને સમતા ધારી ના મને અકળાઈને
સ્વસ્થતા ધારીને પૂરી ઉતારો કર્મ પાર તે.

કર્મથી આપણી કેવી તૈયારી તે થયેલી છે
કર્મ ઉકેલતાં એ તો આપમેળે જણાય છે.

ચેતજો, જાગજો, વ્હાલાં! પ્રત્યેક ક્ષણ જીવજો!
આવા જીવનનું મૃત્યુ દેશો ના, ભાન રાખજો.

તમારે સર્વને હું તો પનારે શો પડેલ છું!
મને નિભાવજો, યાચું, તમારું જાણી આપ્ત હું.

મહત્ત્વ આપતાં રે'જો પ્રભુને સર્વ વાતમાં
કૃપાકાંક્ષી બની એના પ્રભુને સ્મરજો સદા.

ખાલી વાતો કહું ના આ, પ્રભુને ભજવા તણો
જેવો તેવો કરીને હું તમને દઉં દાખલો.

ગપાટા કૈં ન મોઢાના તમો આગળ ઠાલવું
જેવું તેવું કરેલું તે તમો આગળ હું ધરું.

મૂર્ખતા, ઘેલછા, મારી લક્ષમાં તે ન રાખીને
જતું મારું કરી જે તે પ્રભુને રાખજો હૃદે.

કદી ભૂલો કરી બેસું અંગનું તો તમારું હું
મને જાણી ક્ષમા દેજો, એટલી પ્રાર્થના કરું.

ખાર : તા. ૧–૫–'૪૪

## પ્રભુપ્રીત્યર્થ કર્મ

બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ કર્મનાં તે સ્વરૂપ છે
અનાદિ કર્મની માયા, કર્મમાં ઈશ વ્યક્ત છે.

પલાંઠી વાળીને કોઈ જગે બેસી રહેતું ના
કર્મ વિના ન ઉદ્ધાર કોઈનો જગમાં, ભલા!

અનાદિ કર્મ જો માનો કારણે શા થયું બધું
કારણનું મહા કોઈ હશે કારણ, તો કયું?

મહાકારણ તો પોતે સર્વનું પ્રભુમાં રહ્યું
પ્રભુને પામતાં, સૂઝ મેળે સર્વ પડ્યાં જતું.

કશું ના જાણવું બાકી એવાને તો રહે પછી
તરંતો આપમેળે તે રહે સૌમાં સ્વભાવથી.
દેખીતા જડમાં ગૂઢ ચેતનાશક્તિ, પ્રકૃતિ
ફેરફારો કરાવીને તે વિકાસ સધાવતી.
કિંતુ અજ્ઞાનવર્તી સૌ તે વિકાસ થતો રહે
સર્વ જાણ્યેઅજાણ્યે તે પ્રકૃતિ-વશ ત્યાં રહે.
પ્રકૃતિ-કાયદા જાણ્યે જ્ઞાની કો ના થઈ જતું
પ્રકૃતિથી થવા પાર ×રહે જે, પાર તે થતું.
પ્રકૃતિ તો પ્રભુની છે, પ્રભુ વિના ન કોઈના
તાબે એ તો થવાની છે, જાણજો નિશ્ચયે હૃદે.
વિના પામ્યા પ્રભુને કો પ્રકૃતિ-પાર ના થશે
પ્રભુને પામવાથી તે સમેટાઈ હૃદે જશે.
પ્રકૃતિના સ્વભાવેથી થવા જે કંઈ ઉદ્ભવે
ભાવના ચેતના હેતુ તેમાં રાખ્યાં કરો હૃદે.
કર્મમાં ભાવ જો ના હો, કર્મે જો હેતુ, ભાવ, ના;
કર્મઠના વિકાસે કૈં આવે તે ઉપયોગ ના.
કર્મની અંતરે જો હો ચેતના એનોં ના ખરી
કર્મ તો એવું સૌ કોરું જીવને ખપનું નથી.
'રહે કર્મ વિના કેવી ભાવના ચેતના હૃદે'
શકો જાણી કઈ રીતે કર્મનું જે મહત્ત્વ તે?
કર્મ એ પાઠશાળા છે ભાવનાને ઉતારવા
ચેતના જોડવા કાજે પ્રયોગભૂમિ કર્મ ત્યાં.
ભાવના ચેતના સાથે હેતુનું જ્ઞાન અંતરે
દૃઢાવવા બધી રીતે કર્મ કેવાં જરૂરોં તે!

× જીવે

કર્મ તો વિશ્વનું રૂપ, કર્મ સ્વરૂપ ઈશનું,
કર્મ વિના કશો ખેલ શકે ઉદ્‌ભવી કેમ, શું?
કર્મથી વિશ્વ જન્મે છે, કર્મે પોષાય વિશ્વ આ,
કર્મથી મૃત્યુ પામે તે, કર્મમાં તે ત્રણે ક્રિયા.
જાળું કેવું બનાવે છે પોતામાંથી કરોળિયો
રીતથી પાછું અદ્‌ભુત પોતામાં તે શમાવતો.
એને ત્યાં કર્મમાં તેવા પડે છે શ્રમ ના જરી
નૈસર્ગિક સ્વભાવે જ તેવું સર્વ કર્યાં કરી.
વર્ષામાં વૃષ્ટિ જ્યાં થાતાં પૃથ્વીની પર શી રુડી
સૌંદર્ય કેરી બિછાત ફૂટે છે ચેતનાભરી.
પ્રભુથી સૃષ્ટિનો તેવો થવાનો જન્મ, જાણવું
એને આધાર ભૂમિકા કશા કો કાજ હોય શું?
ઊપજ્યું કર્મ તો જાણો પ્રભુમાંથી પ્રભુ મહીં
કર્મ તે સૌ સમાવાનાં; જાણજો રુડો રીતથી.
જીવને કર્મ તેથી તો પ્રભુકાજે કર્યાં કરો
પ્રભુમાં સૌ સમાવીને કર્મમાં બંધને ન રો'.

હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી : તા. ૫–૪–'૪૪

## જ્ઞાનપ્રેરક કર્મ

### શાર્દૂલવિક્રીડિત

જો આનંદ વહે નહીં જીવનમાં કર્મો મળે તે વિષે
તો કૌશલ્ય શું કર્મમાં પ્રગટશે? રે' જીવતો હેતુ શે?
જેને કર્મ–પ્રસન્નતા વીજળી શી પૂરી ઝબૂક્યાં કરે
એવો કર્મ ઉતારશે જીવનના સાફલ્ય માંહી ખરે.

### અનુષ્ટુપ

કર્મના ક્ષેત્રની સાથે નથી નિસ્બત જીવને
કરીએ કર્મ શી રીતે? બધી નિસ્બત ત્યાં રહે.
કર્મમાં હેતુનો ભાવ જાગતો જીવતો હૃદે
જે કો રાખી શકે પૂરો, ઓળંગી કર્મ તે જશે.
આત્માની સાધના કાજે જરૂરી જેવું ખોળિયું
જીવન સાધવા કાજે કર્મ તેવું મહત્ત્વનું.
આપણે ઇચ્છીએ તેવાં કર્મ સૌ મળતાં નથી,
મળેલાં કર્મમાં તેથી શ્રેયવૃત્તિ દૃઢાવવી.
ગમે તેવાં મળે કર્મ 'ઇચ્છા ત્યાં કેળવી રાખવી
આપણે હાથ તે વાત' ભૂલવું તે નહીં કદી.
યદ્વાતદ્વાપણે કર્મ કદીએ કરવું નહીં
કૃપા રાખી હૃદે ભાન રાખજો કર્મમાં મથી.
કર્મથી ચિત્તની શુદ્ધિ થતી જે જીવને જુએ
મહત્ત્વ કર્મમાં એવો કર્મભાવે ન આંકશે.
તમન્ના જ્ઞાન લેવાની જો લાગી જીવને હશે
કર્મમાં ભાવ પ્રેરાતો આપમેળે રહ્યાં જશે.
કર્મપ્રેરક તો પ્રાણ જીવને પ્રગટાવશે
કર્મ તો પ્રગટાવે છે જીવને સાચું તત્ત્વ જે.
રાખીએ આપણે ભાન પૂરેપૂરું ન, કર્મ તો
ફળાવે હેતુ શી રીતે? પછી શો અર્થ કર્મનો?
મળે જગાડવા કર્મ કર્મ સૂઝાડવા નવું;
નવું પ્રેરાવવા કર્મ કૃપાથી મળ્યું લાગતું.
કર્મથી ખ્યાલ જન્મે છે, કર્મથી બોધ તો મળે,
કર્મથી સર્વ સંબંધો જીવને ઓળખાય છે.

કર્મથી બુદ્ધિ તેજસ્વી સૂક્ષ્મ–સૂક્ષ્મ થતી જશે.
વર્તવું કેમ સૌ સાથે સૂઝયાં તે કર્મથી જશે.
સર્વ ગૂંચો તણા યોગ્ય ઉકેલ કરવા તણી
સાંપડે કર્મથી શક્તિ, સાધના એ જ કર્મની.
સાધના કર્મની જે કો કર્યાં જીવનમાં કરે
એને કર્મ રહે છે ના જીવને કોરું કોરું તે.
કર્મમાં ચેતના જેની ઓતપ્રોત રહ્યાં કરે
કર્મની સર્વ મર્યાદા એવાને ચિત્ત ઊગશે.
ચારે બાજુ તણો ખ્યાલ કર્મને કરતી ક્ષણે
ઊઠવો જોઈએ પૂરો જીવનધ્યેયની રીતે.
કર્મમાં જાગતું જેને યોગ્ય ભાન રહ્યાં કરે
પાકેલી ભૂમિકા ત્યારે પોતાની જાણવી, હૃદે.
કર્મના સર્વ આઘાત–પ્રત્યાઘાત થતા હૃદે
સમતા, શાંતિ, તાટસ્થ્ય રાખે જે જાળવી રળે
કર્મપ્રયોગની શાળા જ્ઞાન ઉદ્ભાવવા હૃદે
કર્મને આચરે જે કો એ રીતે, જ્ઞાન મેળવે.

ઢાળની પોળ, અમદાવાદ : તા. ૭–૫–'૪૪

## કર્મ : પ્રભુભાવનું ક્ષેત્ર

### અનુષ્ટુપ

કોઈ ક્ષેત્ર પ્રભુભાવ વિનાનું ક્યાંય રે ન છે;
જેમાં તેમાં પ્રભુ હૈયે લક્ષી પ્રવેશવું ઘટે.
ગમે તે હો ભલે ક્ષેત્ર બાંધનારું ન તે ગણો
સારું ખોટું હૃદે એને જાણવાનું ન રાખશો.

ખોટું હોવા છતાં એની સાથે શી હોય નિસ્બત?
એમાં ના કૈં પરોવાનું આપણે રાખવું દિલ.

દેખા ખોટું ય જે દે છે એમનું એમ તે કદી
જીવને આવતું ના કૈં, આવે તે કૈંક હેતુથી.

હેતુનું જ્ઞાન તે વેળા તેવામાં જેમને સ્ફુરે
ખોટાની માંહ્યથી સત્ય બોધ એને થયાં કરે.

ખોટું ના એકલું ખોટું, સારું તેમાં ય હોય છે;
સર્વના કર્મને તેથી તે રીતે જોવું ત્યાં હૃદે.

મુકાયેલા તમે જ્યાં હો જીવનવ્હેણ આપણું
ફેરવાવા મળેલો છે પ્રસંગ જાણજો ખરો.

બધું જે તે ભરેલું છે પ્રભુના ભાવથી નર્યું
તેથી પ્રેરાઈ ત્યાં હૈયે પ્રભુભાવેથી વર્તવું.

નઠારાને પ્રભુજીનો દંડ પહોંચે જરૂર તે
સારાનો બદલો પૂરો આપે છે જ પ્રભુ જગે.

આવો જે સ્થિતિમાં, એનો ધર્મ પૂરો પિછાનવો
યોગ્ય કર્તવ્ય પોતાનું જાણીને સૌ કર્યાં કરો.

એના વિના બીજી સેવા જે કોઈ ખોળવા મથે
પડીને ભ્રમણામાં તે, નકામા અટવાય છે.

સેવાના જ્યાં તમે ઊભા ત્યાં ત્યાં પ્રસંગ સાંપડે,
સેવા પોતાની એ રીતે જે કરે, તરશે જગે.

સેવામાં ય પ્રભુભાવ નર્યો પૂરો ધરી હૃદે
કલ્યાણ કાજ પોતાને ત્યાં તેવું કરવાનું છે.

સારા કે નરસા કેરો સાધકે તો વિચાર સૌ
છોડતાં રે'વું ખંતેથી ને પ્રભુભાવ રાખવો.

સારા ને નરસા કેરું રૂહેતું દ્વંદ્વ સદા જગે
જીવને પાર તેનાથી પ્રભુભાવે થવાનું છે.

ગમે તેવા ભલે ખોટા ગણાતા કામમાં તમે
પ્રારબ્ધથી પડેલા હો છતાં ખોટું ગણો રખે!

'ખોટું ખોટાતણો ભાવ જાય ના ભજવી રખે'
આપણે ખ્યાલ તો પૂરો રાખવાનો જ છે હયે.

એમ જે ચેતતો રે'છે સારા કે નરતા વિષે
સારું કે નરતું એને બાંધી કો રીત ના શકે.

દ્વંદ્વ તો આવતાં રે'શે માનવી જીવને સદા
દ્વંદ્વનો ભાવ; જ્ઞાને ત્યાં મથો ઓળંગવા તદા.

કોઈ કર્તવ્યમાં પાછું કર્તવ્ય ધર્મનું ખરું
ને એની યોગ્યતા કેરું ભાન હોવું ઘટે ઊંડું.

સ્થૂળ, સૂક્ષ્મ અને દિવ્ય કર્મના ત્રણ ધર્મ છે
ત્રણે ધર્મ તણા હેતુ સુમેળે સાધવા હૃદે.

જેમ જેમ હૃદે ભાવ ઊંડો ઊતરતો જશે
ત્રણે ધર્મ થતા રે'શે પ્રત્યક્ષ આપ જીવને.

તેવું થયેલું જ્યાં સુધી હોય ના આપણું પૂરું
શુદ્ધ સાત્ત્વિક બુદ્ધિથી તેવો અભ્યાસ કેળવો.

ત્યાં સુધી સમતા, શાંતિ, તાટસ્થ્ય ને નિરાગ્રહ
રે'વું કેળવતાં, બંધુ, ખંત રાખી પૂરાં દિલ.

પ્રભુની ભાવના કર્મે, ગમે તેવા પ્રકારનું
ભલે તે હોય, તેમાં યે રાખ્યાં જ કરવા મથો.

આપણું ખોટું ના કોઈ કરી જાવા સમર્થ છે;
જે જે કાંઈ બને છે તે આપણાં કર્મથી બને.

સાવચેતી ધરી હોય, વાપરી બુદ્ધિ હોય સૌ
છતાં કો છેતરી જાય, ના ઉદ્વેગ તહીં ધરો.

પોતાથી બનતું જે જે કર્યું સૌ યોગ્ય જો હશે
એથી સંતોષ ત્યાં પૂરો આપણે માનવો હૃદે.

છેતરી કો ગયું હોય છતાં 'કો માનવી થકી
છેતરાઈ ગયેલાં ત્યાં' આપણે જાણવું નહીં.

'સાવચેતી છતાં તેથી રાખવાની નથી કશી'
એમ ના માનવાનું છે ખ્યાલ એ રાખજો મથી.

શેરથી યે સવાશેર સૌ કો માથે રહેલ છે
ગમે તેમ કરો તો ય પડાશે પાછું ક્યાંય તે.

થયેલી ભૂલ જોવાનું આપણે રાખવું ત્યહીં;
'તે સાથે હેતુ શો બીજો' જોવાનું રાખવું વળી.

સ્થૂળ ને સૂક્ષ્મ એવું જે નીરખ્યાં જીવને કરે
પ્રભુનો ભાવ એવાને નિશ્ચય ખંતથી વરે.

જેમાં છે ધ્યેય પોતાનું તેનું ધ્યાન ધર્યાં કરી
જ્યાં મુકાયેલ હો ત્યાં ત્યાં વર્તવું યોગ્ય ભાનથી.

જ્યાં મુકાયેલ તેનો જે ધર્મ પરિસ્થિતિ તણો
ઘટે ઉકેલવો પૂરો ડહોળાયા વિના ખરો.

પોતાની રીતની પેઠે સૂતરું સૌ ન કૈં વહે
સ્થિરતા, સમતા, શાંતિ તેથી ગુમાવવી ન કૈં.

હૈયે પ્રસન્નતા પૂરી વહેતા ઝરણા સમી
રાખીને વર્તવાનું છે જેમાં તેમાં જગે ચહી.

પ્રારબ્ધ, કર્મ-સંસ્કાર, અનેક જાતના હશે
તે તે રીતે પ્રવેશાશે આપણા થકી જીવને.

ત્યાં ત્યાં તે તેમની રીતે મથે છે વરતાવવા;
ચેતી જે કિંતુ ત્યાં ચાલે એવો જીવ્યાં કરે સદા.

જે જે પરિસ્થિતિમાં હો ઊભાં કર્મ તહીં થશે;
દઢાવવો પ્રભુભાવ ના રાખ્યો, તો નડ્યાં જશે.

પરિસ્થિતિ તણાં કર્મો કર્યાં વિના ન ચાલશે
તેથી તેમાં પ્રભુભાવ દઢાવી કરવાં ઘટે.

તેવું જો ચેતનાથી ના વર્તીશું જીવને તહીં
નવા સંસ્કાર કર્મોના જન્માવીશું ઘડી ઘડી.

કિંતુ જે સર્વ કર્મોમાં પ્રભુભાવ દઢાવવા
ચેતનાયુક્ત જ્ઞાનેથી ચહે, ત્યાં કર્મદોષ ના.

ભલેને દુન્યવી રીતે દોષો દેખાય ત્યાં ઘણા
છતાં ના ગભરાવાનું આપણે રાખવું ત્યહાં.

આપણે ખ્યાલ તો માત્ર આવતાં સર્વ કર્મમાં
દઢાવતાં રહીશું, તો પ્રભુ સંભાળશે સદા.

જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી કર્મ તો ઊભાં
કર્મો તો 'કર્મનો ભાવ' રાખીને કરવાં રહ્યાં.

સગાં, સંબંધો, સંસાર ને વ્યવહાર સૌ જગે
મળેલાં કર્મથી જાણો તેથી તે સઘળાં વિષે
કર્મનો ભાવ ત્યાં સ્થૂળ સાધના ભૂમિકા રૂપે
રાખીને અંતરે ભાવ દઢાવો તે પ્રભુરૂપે.

ઢાળની પોળ, અમદાવાદ : તા. ૭-૫-'૪૪

## કર્મમાં યોગ્ય દૃષ્ટિ

**અનુષ્ટુપ**

આપણાં કર્મમાં વ્યક્તિ ગમે તેવી નઠારી હો
નિસ્બત, કલ્પના, ખ્યાલ તે સાથે આપણે ન કો.
કર્મ ઉકેલવા સાથે કર્મને ધર્મહેતુથી
પૂરી નિસ્બત તો એક તે સાથે માત્ર રાખવી.
તે વિના કૈં કશા ખ્યાલ ઘટે ઉદ્ભાવવા ન ત્યાં
કામ ના હોત તો એનો થયો સંબંધ હોત ના.
કામ જ્યાં મુખ્ય જે હોય કામનો ખ્યાલ રાખી તે
વ્યક્તિની સાથ તે રીતે વર્તવું જીવને ખરે.
કામમાં બુદ્ધિની સૂક્ષ્મ ઉકેલ કરવા તણી
કેટલી શક્તિ જન્મી છે જાણવા તક તે મળી.
વ્યક્તિનો કોઈ વિચાર માત્ર તે કામ પૂરતો
આપણે કરવાનો છે, કામ તે પાડવા પૂરું.
જેવાં સાધન જે કામે મળેલાં હોય તેટલું
કામ તેવી રીતે યોગ્ય થવાનું માત્ર જાણવું.
સાધનો ઉપયોગી રહે કામમાં કામની રીતે
એટલી સૌ તકેદારી ચિંત્વને હોવી ત્યાં ઘટે.
એટલું જે કરી જાણે કર્મને યોગ્યતાથી તે
ઉકેલી શકવા પોતે શકિતમાન થતો જશે.
જેવું જેવું મળે કામ તેમ તેને ઉકેલતાં
આદિ, મધ્ય અને અંતે ભૂલી જે કામને જતા.
કિંતુ જે રાખવા યોગ્ય યાદમાં કામ જે મળ્યું
તે રાખ્યું *પાદ જો ભાવે કામ તો તે સદા ફળ્યું.

ઢાળની પોળ, અમદાવાદ : ૧૪–૫–'૪૪

---

* પાદ=પ્રભુપદે

## ધર્મપ્રેરણાત્મક કર્મ

**અનુષ્ટુપ**

ધર્મજીવનનો ઊંડો પ્રેરણાગ્નિ ભભૂકતો
વિરલા કોકને હૈયે ઊતરી ધ્યેય પામતો.
પ્રતિબિંબિત ઝાંખી હો ધર્મની કેટલાકમાં
ભાગે આવેલું તે કાર્ય કરીને તે ઠરી જતા.
જીવનપ્રેરણા પૂરી એવાને જીવતી હૃદે
સ્પષ્ટ જે ના થયેલી છે, ધક્કેલાયાં જતા દીસે.
નિશાના ઘેનથી જેમ માનવી જેમ દાખવી
ચેતના પ્રાણશક્તિને બતાવે, તેવું ત્યાં વળી.
કાર્યનો હેતુ પોતામાં જાગ્યો જેના મહીં નથી
ચેતનાશક્તિ એવાની ઓલવાઈ જશે સહી.
કાર્યને જે કરે પોતે માત્ર યાંત્રિક રીતથી
ભલે તે કાર્ય સારું હો જન્મે ના જ્ઞાન તે થકી.
પ્રેરાયેલો રહે છે તે જુસ્સાના વ્હેણમાં ખરો
કિંતુ તે ગુણથી પાર આવી ના શકતો ઊંચો.
કાર્ય સાત્ત્વિક છો હોય, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોય છો,
ચેતનાશક્તિનું ભાન જાગેલું જો ન હોય તો
જ્ઞાનયુક્ત હૃદે ભાવ કર્મ સૌ કરતી પળે
જેને રહે ન, તેવા સૌ અવિદ્યામાં રમ્યાં કરે.
સંસારી લોકની કક્ષા થકી તે લોક ઉચ્ચ છે
કિંતુ ત્યાં ઠામના ઠામ એવા તો વિરમી રહે.
વિશેષ ભાવથી જેને કર્તવ્ય જીવવા તણું
હૈયે જાગેલું છે એવા છોડી દે જંપા બેસવું.

કોઈ ને કોઈ રીતેથી તેવા બેસી ન રહે કદી
ઝંપલાવી ઝુકાવે તે સોંપી સૌ પ્રભુને સ્મરી.

પ્રભુનો ભાવ પોતામાં કર્મમાં ને ઉતારવા
અભ્યાસ પાડતા રે'શે ઊંડા ચેતી હૃદે સદા.

નકામું એમનું એમ કશું યે ના થવું ઘટે
જેમાંતેમાં હૃદે શક્તિ ચેતના સ્ફુરવી ઘટે.

રહીને સ્મરતાં હૈયે ચેતનાયુક્ત ભાવથી
કર્મને કરવાનાં છે પ્રભુને અર્થ પ્રેમથી.

જ્યાં ત્યાં યે પ્રભુનો હાથ જોવાની ટેવ પાડજો
જ્યાં ત્યાં યે પ્રભુનો ભાવ પ્રેરાવા લક્ષ રાખજો.

જ્યાં ત્યાં યે શ્રીહરિ કેવો પ્રેર્યાં જીવનને કરે
જ્ઞાન એ ઝીલતાં રે'જો, કર્મ સાર્થક તો થશે.

કર્મ તે કર્મને કાજે કદી ના કરવાં ઘટે
શક્તિ ચેતાવવા કર્મ મળેલાં જાણવાં હૃદે.

કર્મથી ચેતનાશક્તિ પોતાની વધતી જતી
અનુભવી શકો ના તો મળે શું કર્મથી પછી ?

કરંતાં કર્મને જેણે જાતને પૂરી ઓળખી
જાતને બદલાવાને કર્મ છે ભૂમિકા ખરી.

આધાર ભૂમિકા યોગ્ય પાત્ર એને બનાવવા
મળેલાં કર્મ પોતાને સાધકે જાણવાં સદા.

મળેલાં કર્મથી શુદ્ધિ જે પોતાની નહીં કરે
સાધના-મર્મ તે કેમ પામી પૂરો હૃદે શકે ?

કર્મ તો જાણવા કાજે 'પોતાની જાત કેવી છે'
કર્મથી તે જણાયે છે કેવી નગ્નપણે ખરે !

પ્રભુની આગળે એને નમ્રભાવે જણાવીને
એમાંથી તરવા ઊંચે પ્રાર્થના કરવી હૃદે.

પોતાની જાતને પૂરી પ્રભુ આગળ મૂકવી
જણાઈ જેવી હો તેવી, સંકોચ છોડવો નથી.

લગારે ના કશું એવું પ્રભુપાદે મૂક્યા વિના
બાકી રે'વું ઘટે, એવું રાખવું પૂરું લક્ષ ત્યાં.

પ્રભુને સૌ જણાવીને કૃપાસ્હાય પ્રભુતણી
આવવાને ઊંચે તેથી પ્રયત્ને માગવી રહી.

કર્મશુદ્ધિ થવા સારુ પાત્રતાને વધારવા
કર્મની સાધના જે કો કરે, તે પામશે કૃપા.

જેવો સ્વભાવ પોતાનો તેનાથી ફળતો બીજો
કર્મથી પલટાતો હો, યોગ્ય તો કર્મ જાણજો.

સાધનામાં થતા જે રહે જેમ જેમ હૃદે દૃઢ
તેમ તેમ હૃદે શક્તિ લાગવી ઘટતી દિલ.

સાધનામાં લગાતાર એકભાવે ખરેખરા
રહી જે ના શકે તેવા ખોરંભાઈ દીસે જતા.

સાધના યત્નમાં જ્યાં ત્યાં આપ્યાં જે નમતું કરે
એકધારું રહે જે ના તત્ત્વ તે કેમ મેળવે ?
સાધનાથી મળેલું હો જે કૈં તત્ત્વ પ્રમાણમાં
લાંબી વાર ટકે ના, જો સધાયાં ના કરે સદા.
સાધનાનો ખરો ભાવ જેના પ્રયત્નમાં ઊંડો
સ્ફુર્યાં ના કરતો જો રહે, સાધનાનો જ અર્થ શો ?
પોતાના ધ્યેયની ચિંતા જેને ખૂંપી ઊંડી નથી
પ્રયત્ને કેમ એવા તો એકધારા શકે ટકી ?

પોતાના યત્નમાં જેઓ ઢીલા ઢીલા રહ્યાં કરે
નીચે તે પડતા જાણો, એવાને કોણ રોકશે ?

એક વાર પડે જેઓ ને ત્યાંથી ઊઠવા તણું
દાખવે જોમ તે જો ના, એને ના બચવાપણું.

પડવાનું ભલે આવે એનું ભાન છતાં ખરું
જેને સ્ફુર્યાં કરે તેને ધક્કેલ્યાં તે કરે ઊંડું.

એવાને પડવામાંથી લાભ પૂરો મળ્યાં કરે
કૃપા તે પડવામાં યે પ્રભુની ત્યાં પિછાનશે.

કશું કાંઈ બધી રીતે જેને ના કરવું ગમે
પ્રભુ મેળવવાના તે કર્મે ના જશ મેળવે.

છાવરે જાતને જેઓ નીચે ઓઠા કશા જઈ
જે થોડુંક રળેલું હો ખોઈ તે બેસશે નક્કી.

સાફલ્યે જીવવા કેરી ધ્યેયનિષ્ઠા હૃદે પૂરી
બુદ્ધિની ચોંટમાં જેને બેસે તે ના ખસે કદી.

સર્વ કર્મમહીં પોતે જાતને નાણી જાણીને
'ઊંચે તેનાથી શી રીતે અવાયે' શીખતો હૃદે.

બુદ્ધિમાં સમતા પૂરી રાખતાં દૃઢતા થકી
નિરાગ્રહી બધી વાતે રહે, તે સ્મરતો ચહી.

એવી બુદ્ધિતણી શક્તિસાધના ઉપયોગમાં
હૃદે એકાગ્ર ભાવે જે લે તેવા તરશે ખરા.

પોતાને શોધવામાં જે જશે ફાવી પૂરેપૂરા
સાધના ફળશે એની એમાં સંશય ના જરા.

ખાર : તા. ૨૮-૪-'૪૪

## સંસારી ઝંખના

**અનુષ્ટુપ**

ઝંખના ખોટી ખોટી શી અમસ્તી કરવી ઘટે?
તમારું ધાર્યું શું થાય? વિચારોને હયે તમે.
ઝંખના યોગ્યતાવાળી જેમાં સૌ કરવાનો છે
ઝંખના કરવાનું સૌ જીવને રાખ્યું ત્યાં ન કૈં.
આપણે ઝંખનાથી જે કોઈએ ઝંખતાં મને
આપણી પાસ આવીને ઊભું રે'વાનું શું ખરે?
ઝંખનાથી જતું સ્વાસ્થ્ય, ચિત્ત આકુળવ્યાકુળ
વધારે ને વધારે જ થવાનું, જાણજો દિલ.
ઝંખના કરવાથી તો ચિત્ત–અસ્વસ્થતા વધે
સૂઝવા દે ન કૈં સારું ચઢાવી ચગડોળ તે.
વ્યગ્રતા ઝંખના પ્રેરે સુખ કૈં વળવા ન દે
શાંતિથી બેસવા ના દે, ને ઉધામા કરાવશે.
કહીંના કહીં વિચારો ઉદ્ભવાવ્યાં કરે ઊંડા
ચિત્ત એકાગ્ર કો રીતે આપણું તે ન દે થવા.
વેવલાપણું શું એવું જીવને જોમ પ્રેરશે?
તમોને તે ફગાવીને નાંખશે દૂર ક્યાંય તે.
કરે જે રગદોળાયાં નકામી ઝંખના મહીં
જીવનતત્ત્વ એવામાં કોઈ કાળે ઊગે નહીં.
જેનામાં રંગ લાગ્યો છે હૈયે જીવનનો જરા
ઝંખનામાં ફસાયે ના એવા તો કોઈ વાતમાં.
પરીક્ષા આપણી એ તો કર્યા વિના રહે નહીં
કસોટીએ ચઢાવીને તપાસી, હાથ લે ગ્રહી.

'જીવનધ્યેયને કેવું વરેલાં આપણે છીએ
મહત્ત્વ કેટલું એનું વસેલું જીવને હશે,'
એનું માપ પ્રભુ લે છે અનોખી એનીં રીતથી
એમાં જે ના લપેટાતો જીવે તે એક માનવી.

યદ્વાતદ્વાપણું કેવું રહેલું માનવી તણું
પ્રભુ પોતે પિછાની લે સ્થિતિમાં મૂકીં એવીં સૌ.

પ્રભુને વેગળો મૂકે એવી જે સ્થિતિમાં પૂરે
પ્રભુને વરવા કેરું એનું ધ્યેય મપાય કે?

પ્રસંગો સ્થૂળ ને સૂક્ષ્મ આવ્યા જીવનમાં જશે
પ્રસંગોથી પ્રભુધ્યાન જે ચૂકે, તે ન પામશે.

ઝંખના કોઈ વાતે હો, ઝંખના તે મહીં હૃદે
પ્રભુને સ્મરવા ઊંડી મળેલી તક જાણજો.

ઝંખનાથી મળે કેવું ઊંડું જીવનમાં બળ;
માનવી મૂર્ખતાથી તે ખોઈ બેસે કૃપા-તક.

વધે છે વૃત્તિનું જોશ ઝંખના થકીં ઓર શું!
વાળી લે ધ્યેયપંથે જે એને શક્તિ વધે વધુ.

ઝંખના બીજી વૃત્તિમાં થતાં, જે જાગતો નથી
જીવને ડૂબતો તે રહે, ગૂંગળાઈ જશે નકી.

ગૂંગળામણ એવાની જીવને વધતી જશે
ગૂંચવાતો જશે ઊંડો સત્ય એને ન સૂઝશે.

પોતાના લક્ષનું ભાન એવો તો પૂરું ચૂકશે
યદ્વાતદ્વા કરે વાતો એને લક્ષ ન કૈં રહે.

પોતાનું ભાન તે ખોઈ બેસે છે સર્વ વાતમાં;
બેફામ શો બનીને તે વર્તે છે સર્વ કામમાં.

જૂઠડી ઝંખનાવાળો કો વાતે ફાવૉ ના શકે
ઉદ્વેગ–અગ્નિમાં ઊંડા બળ્યાં તે કરશે હૃદે.
ઝંખના કરવાથી કૈં વળે દા'ડો ન કોઈનો
માયાવી ઝંખના મૃત્યુ પમાડે સર્વ જીવને.
સંસારી ઝંખનામાં જે રહે, જીવન ના રળે,
સંસારી ઝંખના પોતે વધાર્યો ઝંખના કરે.
એવી તે ઝંખનાવાળાં કદી શાંતિ ન પામશે
કશી વાતે ય ઉકેલ એવાં તે ના કરી શકે.
ઘસડાયાં જશે પોતે આમથી તેમ જીવને
ફાવશે કોઈ રીતે ના, મરે તે અટવાઈને.
નિર્માલ્ય જીવને એવાં સર્વ રીતે કરે બન્યાં
ઝંખના રૂપ લે પોતે એકથી એક શાં નવાં!
ઝંખના એકની એક વિષે એક ન તે રહે
અનેક ઝંખના એને જીવને ઉદ્ભવે ખરે.
ઝંખના મર્હાં એ ડૂબે ઝંખનાથી મરી જશે
ઝંખના ચેતનાશક્તિ મારી નાખે બધી રીતે.
સંસારી ઝંખના કેરો પાર આવે નહીં કદી!
એક પૂરી થતાં બીજી ઉદ્ભવે આપમેળથી.
મુક્ત સંસારથી એવો માનવી ના બને કદી;
પરોવાઈ રહે કેવો પોતે અજ્ઞાનપાશથી!
જીવને પ્રભુને અંતે વરવાને યદિ ચહો,
પ્રભુને સર્વ વાતોમાં યાદ રાખ્યાં કરી જૉવો.
સંભારવો પ્રભુને જે મૂકી દેશે ભૂલેચૂકે
સંસારી ઝંખના એને ગૂંગળાવી જ મારશે.

ભલે સંસારમાં રે'જો કામે સંસારી સૌ કરો;
કિંતુ સંસારમાં એની અખંડ સ્મૃતિ રાખજો.
સંસારે છે પ્રભુ કેરો પ્રભુને ત્યાં ઉગાડજો;
સંસારી રીતિથી ને ત્યાં સંસારે કૈં ન મ્હાલશો.
મહત્ત્વ પ્રભુને આપી પ્રભુનું લક્ષ સૌ ધરી
સંસારી કામ ઉકેલી, એમાં ચિત્ત ન રાખશો.
ભાગે આવેલ હો કામ એને સારી રીતે કરો;
છતાં વિકાસ અર્થે તે મળેલું ગણજો તમો.
પરિસ્થિતિ ગમે તેવી મળેલી હોય, તો ય તે
વિકાસાર્થે મળેલી છે જીવને, જાણજો ખરે.
મળેલું કર્મ તે યજ્ઞ, સાચો તે યોગ જાણવો
થતાં જ્યાં ભાવથી પૂરા જાગ્યો પ્રેમ અનુભવો.
સ્મરોને પ્રભુને ખૂબ પ્રભુને ના ભૂલી જશો
પરોવી ચિત્ત એનામાં કામ જે તે નિવેડશો.

એલિસબ્રિજ : તા. ૧૭-૫-'૪૪

## સંસાર અને કર્મયોગ

### અનુષ્ટુપ

સંસારી ઝંખના કેરો પાર ના આવશે કદી;
એનામાં જે રમે તેને રમાડ્યાં તે કરે વળી.
જેને જે ઝંખના હોય તેનાથી ભાવના બીજી
જીવને સમજાશે ના એવાને કોઈ વાતથી.
પોતાના જ કુંડાળામાં કેદ માનવીને કરે
એનાથી દૂર તે ક્યાંય દૃષ્ટિ, વૃત્તિ થવા ન દે.

પરિસ્થિતિનોં એવાને પૂરી રીતે યથાર્થતા
આવી શકે કઈ રીતે? ભમ્યાં તે કરશે સદા.

સ્વાર્થ–પરાર્થનો ટંટો એવાને કેમ ખૂંચશે?
પોતામાં તે પડયું રે'શે, એને સાચું ન સૂઝશે.

શ્રેય ને પ્રેય એવાનું એક ના બનશે કદી;
શ્રેયમાં ના પરોવાનું લાગશે મીઠું પ્રેયથી!

સર્વ પ્રસંગમાં એને દિલ સંતોષ ના થશે
સારું–માઠું લગાડીને બળ્યાં તે કરશે હૃદે.

પ્રસન્ન ચિત્તની શાંતિ એને સ્વપ્ને મળે નહીં
કુટાઈ મરશે એવા જીવને ઝંખના મહીં.

પ્રેય ને શ્રેયની વચ્ચે ફેર શો જાણવાનીં તે
મળે ના શક્તિ એવામાં, એવાં પીસાય જીવને.

પ્રભુની સર્વ શક્તિનો ખ્યાલ એને ન આવશે
પોતાનો ય કશો ખ્યાલ એવાને કેમ જાગશે?

સંસારી ઝંખનાવાળું ત્યાગ ના કૈં કરી શકે
દોડી તે ઝંખના કેડે અજ્ઞાને 'ત્યાગ' સૌ કરે.

ડાઘા ના કૈં પડે એવો પ્હેલાં વિચાર જે કરે
ડાઘાને કાઢવા કેરો એવાને શ્રમ ઊગરે.

ડાઘા પડી ગયા કેડે ડાઘાની છાપ તો પૂરી
ભૂંસાઈ ના જશે છોને મથ્યાં હો સર્વ રીતથી.

જેને પ્હેલું જ સૂઝે છે કર્મને કરતી પળે
એવા સૌ ઊગરી જાય, એવા સૌ કર્મથી રળે.

કર્મમાં ભાન જે રાખે, કર્મમાં સાન જેનીં હો,
કર્મમાં ભાવ જે રાખે, એનું સાર્થક કર્મ સૌ.

અવજ્ઞા આપણી કોઈ કરે તે જોઈને મને
આપણે અકળાઈ શાં તે વેળા જઈએ છીએ.

આપણું કૈં કહેલું જો કોઇએ માન્યું હોય ના
આવે સલાહ લેવા તો યોગ્ય વર્તો શકો ન ત્યાં.

આપણે પૂરું પોતાનું જ્યાં જોઈ શકતાં નથી;
સંભાળવાનું બીજાનું વ્યર્થ સૌ જાણવું નકી.

વ્યવહારી નર્યો ભાવ સંસારે રાખો વર્તશે
એને હૃદે પ્રભુભાવ કો કાળે જાગો ના શકે.

સુધારી જે શકે પૂરી પોતાની જાત આપથી
પોતાનો દોષ એવાને આવશે ખ્યાલ આપથી.

પોતાનું સર્વ જોવામાં સમગ્ર ધ્યાન આપશે
બીજાંની કોઈ પંચાતે પરોવાશે કદી ન તે.

ટોકવું એકબીજાંને આપણે રાખવું નહીં;
આપણે આપણું પૂરું સંભાળી બેસવું ઠરી.

આપણા માત્ર કે'વાથી સુધરી કો જવાનું ના;
નકામા ગાંઠનું ગર્થ બોધકો ખરચે સદા.

અજંપો દિલ લાગ્યો છે જેને પૂરેપૂરો ખરો
એવું તો ધ્યાન પોતામાં પરોવે પૂરું તે ઊંડું.

સંસારે છો રહે કિંતુ સંસારી ભાવના થકી
રંગાઈ ના જવું કેમે, સેવીને નિત્ય જાગ્રતિ.

સંસારે સૌ, અહો! લોક પૂરા રચ્યાપચ્યા રહે
અને જોવા પ્રભુ માગે! એવું શેં બનશે? ભલા!

સંસાર તો કસોટી છે માનવી જીવવા તણી
મહત્ત્વ જે પ્રભુને ત્યાં આપે, તે વરશે નકી.

ખાલી નામ પ્રભુ કેરું બે કલાક લીધા થકી
પ્રભુ જોઈ શકે કેમ કર્મે જો ભાવના નથી ?

સંસારમાં બધી રીતે પ્રભુભાવ પરોવજો
સંસારી ભાવના રાખી સંસારે નહિ વર્તશો.

સગાં સંબંધીઓને કાજે જે જે કૈં કરવાનું હો
પ્રભુપ્રીત્યર્થ તે કામ ઉમંગે કરવું ચહો.

આપણે કોઈને કાજે ના કશું કરવાનું છે;
આપણે આપણા કાજે જે તે સૌ કરવાનું છે.

નિમિત્ત બીજું તો ખાલી આપણા જીવને ખરે;
બીજાનું નામ ત્યાં લેવું તે કઢંગું બધી રીતે.

સ્વભાવ આપણો જેવો હોય તેવી રીતે કદા
આપણે વર્તવાનું ના, રાખજો નિત્ય ધ્યાનમાં.

પ્રભુભાવ બધાનામાં જીવને રાખી રાખીને
પ્રભુ રીઝી શકે તેવું પ્રેમથી વર્તજો જગે.

સુમેળ રહી શકે સૌમાં એવું આપણું હો બધું;
પ્રભુરંગ જમાવાને સર્વ કૈં કરવું રહ્યું.

જે કાંઈ કરવાનું હો તે સૌમાં પ્રભુભાવના
જીવતી જાગતી રાખી કરો તે સૌ સમર્પવા.

એલિસબ્રિજ : તા. ૧૭–૫–'૪૪

## તક-પુષ્પ ચૂંટો

### વસંતતિલકા

જે હિંમતે ધૅારજથી દૃઢ નિશ્ચયેથી
વિશ્વાસ ટેક નિજ માંહોં પૂર્યાં કરીને,
પોતાનું યોગ્ય કરવાનું કર્યા કરે છે,
એને નિરાશ બનવાપણું ના રહે છે.

ખીલ્યાં દીસે મધુર જે તક-પુષ્પ આજે
કાલે કદા વિખરશે કરમાઈ તાપે;
લેવો જ હોય કંઈ લાભ, સવેળ લેશો,
ચાલ્યો જશે સમય, કાલ નવુંજ જોશો!

### શિખરિણી-મંદાક્રાંતા

તને જેવી આજે તક મળોં દીસે તેવોં ને તેવોં નિત્યે
મળ્યાં જાશે એવું કહોં નવ શકે કોઈયે નિશ્ચયે તે;
ગણાયે છે ડાહ્યું મળોં તક તણો લાભ ઊઠાવોં લે જે
બની ડાહી એનાં! મળોં તક તણો લાભ લેતી રહેજે.

પ્રેમકુંજ, ત્રિચિ. : તા. ૧૦-૭-'૪૪

## જીવન

### અનુષ્ટુપ

વિઘ્ન, મુશ્કેલીઓ, ક્લેશ, ઠોકરો શી જુદી જુદી!
સુદ્ધો એવાં વધાવી લે, જીવને જીત એહની.
મચેલાં ને ખૂંપેલાંને કોઈ પેરે *ચળાવવા
એની પ્રકૃતિ ખેલે છે અનેરા સૂક્ષ્મ દાવ શા!

---

* હરાવવા.

પોતાનું વાપરી દેતાં ખાલી ખાલી થતાં જ તે
દીવો પોતે બળે ત્યારે અન્યને શો પ્રકાશ દે!

કેવો ખેડૂત તાપે ને વર્ષામાં તે તપી ભીંજી
તપશ્ચર્યા કરી અંતે મેળવે રુડી ધાન્યશ્રી.

પાર જે પાડવા ધાર્યું તે કૈં એમનું એમ તે
સહેલાઈ થકી પ્રાપ્ત થતું ના કદી કોઈને.

માર્ગમાં ઠોકરો જે જે મળે, એને સ્વીકારતાં
ચૂમે જો પ્રેમભાવે તો જન્મશે ભાવ કર્મમાં.

જેઓ જેઓ કશું પામ્યાં તેમને સર્વને જગે
કૈં કૈં નડ્યાં કરેલું છે, હઠતાં ના, મળ્યું ખરે.

વહેતી શી થઈ ગંગા જ્યારે ફોડ્યા પહાડ કૈં
વિઘ્નો હઠાવવા પોતે ત્યાં વેગીલી તદા ધસે.

લીધેલું પાડવા પાર જેની ખંત અપાર રહે
એક દી જીતવાનો તે નિશ્ચયે જાણજો ખરે.

વિશ્વમાં યે જીવે જે તે યુદ્ધ આપ્યાં કરી ખરે
વિના યુદ્ધ કદી જીવ કશામાં યે ન પાંગરે.

યુદ્ધ તો છે અનિવાર્ય, યુદ્ધ જીવનમાં બધે,
યુદ્ધને જે નકારે છે, નકારે તત્ત્વ જીવને.

ભાગે આવેલ જે કર્મ કરંતાં યોગ્ય ભાવથી
યોગ જીવનનો તે છે ચેતાવે પ્રાણ આપથી.

અનેક જાતનાં દુઃખ, એનો જે સામનો કરે
એના સ્વીકારથી શક્તિ જીવને ખૂબ ઉદ્ભવે.

દુઃખમાં જે ઝઝૂમીને દુઃખથી પ્રાણ મેળવે
દુઃખથી શો તરી પાર જશે તે ભાવપૂર્વકે!

અનેક રીતનાં દુઃખ, શા શા એના પ્રકાર છે;
મળે છે તે નવું સત્ય ઊંડું પ્રેરાવવા હૃદે.
નમે કિંતુ હૃદે પોતે પાછો સામર્થ્યવંત રહે
ઝૂકીને જે ઊઠે છે તે સાચો ઊઠી શકે ખરે!
લક્ષ્યનું ધ્યાન ના ચૂકે મૃત્યુની યે ખરી પળે
જીવને જીત સાચી શી એવા જીવ ખરે રળે!
ઝઝૂમે પાડવા પાર વિઘ્ન એને મળ્યાં કરે
તેજસ્વી બનવા ઝાઝું જાણવાં તે મળેલ છે.
કર્યો નિશ્ચય પૂરો જે ઉતારે પાર પ્રેમથી
ઘડી જીવનને એવાં શકે, ધન્ય થતાં વળી.
જે જે વેળા નડે ત્યારે શકે જાગી હૃદે ખરું
પ્રભુને સાદ જે પાડે પ્રત્યક્ષ સ્હાય પામતું.
કાંટાના જૂથમાં ઊગ્યાં ફૂલ તો સર્વને ગમે
પૂજાર્થે અર્પતાં લોક લળીને પ્રભુના પદે.
જીવજો જીવજો એવું યજ્ઞાર્થે પ્રભુજીવન
જીવવાને તમારામાં દો મને એટલું ધન.
પ્રાર્થના હું કરું હૈયે રહેજો દૃઢ નિશ્ચયી
લીધેલું પાડવા પાર કામ રહો ખંતથી મથી.

## કાર્યકલ્પતરુ

### અનુષ્ટુપ

તમન્ના કામમાં જેને લાગી તે કામને કદી
મૂકી ના વેગળું દે છે, કામ એનું ફળે નકી.
કામમાં જે લગાતાર એક ભાવે રહ્યાં કરે
સંપૂર્ણ તે સર્વ પેરેથી એનામાં કામ ઊતરે.

જીવને કામ આવેલું નકામું ના ગણો કદી;
કેટલા કેટલા ગુણો કેળવાયે જ કામથી.
વિનાનું ખંત ઉત્સાહ કામ તે કામ ના કશું
પ્રાણ વિનાનું એવું સૌ કામ શા ઉપયોગનું?
શકે આવી ખરી વેળા કામ તે કામ તો ગણો;
વ્યક્તિત્વ કામથી ખીલે કામ તે યોગ્ય તો ગણો.
મળે છે કામથી દામ, નામના કામથી મળે,
કામથી રામ જાગે છે, કામથી રામને મળે.
છે જેના કામમાં રામ, પાંસરું કામ તે થશે,
કામ તો કામધેનુ છે, કામ તો કલ્પવૃક્ષ છે.
કાર્યનિષ્ઠ બને જેઓ ચેતના–ભાવ–શક્તિથી
કામ તેનાં ઉકેલાયાં કરે સૌ આપમેળથી.

પ્રેમકુંજ, ત્રિચિ. : તા. ૧૩–૭–'૪૪

## આદ્યશક્તિ કામ

### અનુષ્ટુપ

પોતાના શ્રેય માટે જે લીધો અભ્યાસ તે મહીં
પરોવી જીવ રાખીને મંડે, તે રળતો સહી.
પોતાનામાં પૂરું ધ્યાન એકાકારે ધર્યાં કરે,
પોતાનું પાર ઉતારી જંપે, તે શ્રેયને વરે.
પોતાના કામની જેને ઝંખના ઊઠતી હૃદે
સંભાળ્યાં જે કરે કામ, કામને તરી તે જશે.
કામના ભણકારાથી કામ ઉકેલ જે કરે
કામથી જે તમન્નાને વધારે, શ્રેય તે વરે.

કામ વિના બીજું કાંઈ ભલે તે કરતું રહે
છતાં જે કામ ના ચૂકે, કામ પાર જતું રહે.

કામમાં લક્ષ રાખીને કામને જે ઉકેલશે
કામને યોગ્ય રીતે તે પૂરું પાર ઉતારશે.

યદ્વાતદ્વાપણે જેનું ચિત્ત કામે રહે નહીં
કામનાં પરિણામોમાં એવો નિર્ભય× રહે નકી.

કરેલા કામમાં પ્રાણ કેટલા ઊતર્યા હશે
આપમેળે પિછાને તે ખૂંપ્યું જે કામમાં હશે.

ધ્યેયની ચેતના જેને કામની અંતરે વસે
કામ કેરી ફળાશામાં જશે ના જકડાઈ તે.

પોતાના કર્મમાં નિત્યે પૂરું પાવરધું રહે
ભૂલે છે કામને જે ના, એને કામ ન ભૂલશે.

મહત્તા કામને આપી જીવ્યાં જે જીવને કરે
જીવને કામ એવાને પ્રેરણાત્મક શું બને!

કામમાં ધ્યાન જે રાખી કામને વળગી રહે
શક્તિ-કૌશલ્ય એવાનું આપમેળે વધ્યાં કરે.

મુશ્કેલીઓ પડે કામે છતાં મૂકે ન કામ જે
એવાને વિઘ્ન ના વિઘ્નો, જીવને શક્તિ પ્રેરશે.

કામ તે કામ ના ખાલી, જીવન પ્રેરનારું તે;
કામ ના હોત તો ક્યાંથી હોત આ ઘટમાળ હેં?

જ્યાં સુધી જીવવાનું છે ત્યાં સુધી કામ તો ભલા!
કામ છોડી શકે ના કો, જીવી કામથી સૌ રહ્યા.

---

× નિશ્ચિંત

કામમાં જીવ રાખે ના જે કોઈ સર્વ રીતનો
તેવાના કામમાં જીવ કે ભલીવાર ના કશો.

કામ તો આદ્ય શક્તિ છે, ચેતનાશક્તિ કામ છે;
કામ તો પ્રાણદાતા છે, કામથી કામ સૌ મળે. *

સાંગોપાંગ બધી રીતે કામને જે ઉતારશે,
કામ જીવનના એને સૌ પોબાર પડાવશે.

કામ દાક્ષિણ્ય પ્રેરે છે જીવને શું રસાત્મક!
કામ ઔચિત્યનું ભાન જગાડે ભાવપ્રેરક.

કામથી જે નવું શીખે સાચું જીવન મેળવે;
કંટાળે કામથી ના જે, એવાને કામ શીખવે.

કામને જે ગણે વ્હાલું એને કામ ન ત્રાસ દે,
વ્યવસ્થા કામથી આવે સર્વના જીવને જગે.

કામ તો શીખવે સત્ય, મોંઘા પાઠ ભણાવતું;
ભણે છે કામથી જેઓ તેવાનું જીવ્યું કામનું.

સૂક્ષ્મતા બુદ્ધિમાં આવે કામ યોગ્ય કર્યાં કર્યે
કર્મકૌશલ્ય જન્મે છે કામ સદ્ભાવથી કર્યે.

ગુરુ જીવનનો કામ, કામ જીવનની કળા,
ઉકેલ કામથી સર્વ સૂઝ શી જન્મતી સદા!

કામને એટલા કાજે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રીતથી
કરે એવાં જ પોતાનો સાધે વિકાસ કામથી.

નજીવું હો ભલે કામ ઊંડા તે કામમાં છતાં
પૂરે જે ઊતરી પ્રાણ, એને દે કામ ચેતના.

---

* ટળે,રળે.

કામને કરવા એવી રીતે છે શક્તિ સર્વમાં
તેવી રીતે છતાં ચિત્ત પરોવે કો ન કામમાં.
મળેલા કામમાં પૂરું ભાવે લક્ષ પરોવવા
સૌને તેથી લળીને હું પ્રેમથી કરું પ્રાર્થના.
પ્રેમકુંજ, ત્રિચિ. : તા. ૧૦-૭-'૪૪

## કામનું માહાત્મ્ય

**અનુષ્ટુપ**

કામથી કોઈ કંટાળે પામે જે ત્રાસ કામથી
કામને જે ઉવેખે છે, શીખશે તે શું કામથી?
કામનો ભાર લાગે છે જેને માથા પરે ઘણો
ગાળિયું કાઢવા માગે કામનું, શું શીખે કશું?
કામને કામ જે જાણે કામ તેવું થયાં જશે
કામથી કામમાં કામ કાઢે, કામનું તે રળે.
કામ તે કામ તો ના છે, ગુરુ પ્રત્યક્ષ કામ છે,
શીખે જે કામથી એને પ્રેરણા-ઈશ કામ છે.
કામ મિથ્યા નથી કોઈ, મિથ્યા તે કરીએ છીએ
આપણે આપણી જાતે; કામ દોષિત ત્યાં ન છે.
કામમાં કામના ઊંડી આપણે રાખીએ છીએ
કામમાં દોષ જન્માવ્યાં કરીએ તેથી આપણે.
તેથી જે કામને દે છે દોષ, તે મૂર્ખ માનવી
પોતાનો દોષ ના દેખે કામ તે શું કરે પછી?
છરીથી હાથ કો કાપે અજ્ઞાની બાળ આપથી
છરીથી કામ લે કોઈ, જેવું જોઈતું, માનવી.

નઠારું સારું ના કામ, કામમાં ગુણુ કો ન છે,
કામમાં ગુણુ પ્રેરાયે પ્રેરાવેલા જ આપણે.

કામથી જે ઘડે પોતે પોતાને હેતુ રીતથી,
કામ એનું બની ઈશ શીખવે છે કળા નવી.

પોતાના હેતુને સ્પષ્ટ પૂરો પાર ઉતારવા
એ રીતે કામમાં પ્રોઈ કરે કામ, તરે સદા.

કામને લોક કાં નિંદે? બિચારું, લૂલું, કામ તો
વાળે તેમ વળે પોતે, કામ એવું કંહ્યાગરું.

કામને વાળવા કેરી પોતાના શ્રેયમાં કળા
શીખી જે માનવી લે છે, રળે તે કામથી સદા.

કામ તો કામધેનુ છે, કામ કલ્પતરુ ખરે,
કામમાં હેતુનું જ્ઞાન જે રાખે, શ્રેય મેળવે.

રુડા પ્રસંગ શા દે છે કામ જીવનમાં સદા!
કામથી જે મળે બોધ બીજાથી તે મળે જ ના.

કામથી કામ પામે છે આકાર સર્વ જાતના
જેવો આકાર પોતાનો, ધરે તે રૂપ કામ ત્યાં.

કામથી કામ પોતાનું ઊંડું આવેલ કામમાં
ચિંતવ્યાં જે કરે હૈયે, એને કામ રળાવતાં.

કામ પ્રત્યક્ષ શાળા શી પોતાને ઘડવા તણી!
કામમાં દૃષ્ટિ ને વૃત્તિ એવી સંપૂર્ણ રાખવી.

પ્રત્યક્ષ રીતથી જેવું શિખવાડે નવુંનવું
તેવું કામ વિના બીજું કોઈ કૈં ના સુઝાડતું.

બીજો દેવ વિના કામ કો ન પ્રત્યક્ષ વિશ્વમાં
કામને દેવ જે જાણી કરે, તે પામતું સદા.

સર્વ પ્રકારની કામ શીખવે જીવને કળા
બીજું શીખવનારું કો ક્યાંય છે કામ જેવું ના.

જીવતો જાગતો કોઈ ગુરુ જો હોય ક્યાં ય તો
કામ પોતે જ એવો છે સર્વોત્કૃષ્ટ ખરો ગુરુ.

કામને એક પાસું ના, પાસાં છે કૈંક કામને,
એવાં પાસાં નિહાળી જે કરે, તે કામ ફાલશે.

કામથી વિશ્વ જન્મે છે, કામે વિશ્વ સમાય છે,
પોષાતું કામથી વિશ્વ કેવું, અદ્‌ભુત કામ તે!

કામ તો આપણાથી છે, જેવા કૈં આપણે હશું
કામ તેવું થવાનું છે, જાણજો નિશ્ચયે બધું.

આપણી ઉપરે સર્વ મદાર કામનો ખરે
જેવું બનાવવા ધારો કામને, તેવું તે બને.

જે રીતેથી ફળે હેતુ તે રીતે કામને કરો,
ઉર પ્રેરાવવા જ્ઞાન મળેલું કામને ગણો.
જવા દો કામ ના વ્યર્થ, કામથી અર્થ સાધવો
યોગ્ય સૌ સ્ફૂર્તિલો વેગ રાખી સૌ પ્રાણ તે કરો.

ચેતના-શક્તિ પ્રેરાવે ઊંડી જીવનમાં સદા
સંધાવે ચેતનાતાર કામ શા એકમેકમાં!
થવાનું જેવું પોતાને તેવું ચિંત્વન કામમાં
જે ધર્યાં કરીને કામ કરે, તે નિત્ય જીવતા.
પ્રદેશ એકથી એક જુદા કામ બતાવતું
'મનોદશા શી પોતાની' કામથી સૂઝી આવતું.
કામને કરતી વેળા ઊંડું ચિંત્વન ધ્યેયનું
જ્ઞાન ને ભક્તિવાળું જે રાખે, એનું ફળે બધું.

કામને કોરું કોરું જે કરે, કોરાં રહ્યાં કરે
કામથી શીખવાનું જે રાખે, તેવાં ફળ્યાં કરે.

કરે જે કામ જે રીતે તે રીતે ઓળખાય તે;
સંદિગ્ધ કામથી કાંઈ રહી ના શકતું ખરે.

આવેલા કામને જેઓ સ્વીકારી પ્રેમભાવથી
પૂરો હેતુ ફળાવાને કરે, તે જીવશે મરી.

સર્વ બાજુ તણો ખ્યાલ આવેલા કામ અંતરે
રાખે જે કામમાં ઊંડો કામ એને ફળાવશે.

લક્ષ કેંદ્રિત એકાગ્ર સાધવા કામ જેનું છે
કામથી સાધશે એવો પોતાનો ટેક, યોગ્ય તે.

ઉત્સાહે, ખંતથી કામ કરંતાં સૂઝ સૌ સ્ફુરે
એવી સૂઝ મળે જે જે કામથી, યોગ્ય કામ તે.

સદ્ગુણો કામથી જન્મે, દુર્ગુણો કામથી મળે
લેવાદેવા છતાં ના છે તે સાથે કામને કશે.

ગમે તેવું ભલે કામ કામ તે કરવા જતાં
આવરાઈ જતો જે ના, જશે તે કામ પાર ત્યાં.

કામને સાધના રૂપે ગણી જે કામને કરે
અવતાર નવો એનો જન્માવે કામ નિશ્ચયે.

કામથી જે ડરે તેવા કામથી મૃત્યુ પામશે,
કામથી જે તરે ખંતે કામથી તત્ત્વ પામશે.

કામ જીવાડતું એવું જેને જ્ઞાન હૃદે થતું
તેવા કામ વિષે યોગ, ભક્તિ, ભાવ, રહે બધું.

જીવન-માપથી મૂલ્ય આંકે જે કામનું હૃદે
કોઈ કામ નકારી તે કેવી રીતે પછી શકે?

'નઠારું,' 'સારું' એવાને કામમાં કૈં ન સૂઝશે
'ફળાવા હેતુ પોતાનો મળ્યું તે કામ' જાણશે.
યોગ્યતાથી કર્યે કામ વિવેકજ્ઞાન ઉદ્‌ભવે
વર્તવું કેમ સૌ સાથે યોગ્ય કામ કર્યે સૂઝે.
કામ યોગ્ય થવા સારુ ભાવના કેવી, કેટલી
રાખવી, તે ઊગે, એવું માહાત્મ્ય કામનું નકી.
જે કામે ભાવ કૈં ના છે સારે તે હેતુ શો કશો?
નિષ્પ્રાણ કામમાં ખર્ચ્યો જે પરિશ્રમ ભાર શો!
કામ યોગ્ય થતાં હૈયે ઓર ચિત્ત-પ્રસન્નતા,
શાંતિ, સંતોષ, જો લાગે જાણો યોગ્ય થયું તદા.
કામને કરતાં જ્યારે યોગ્યાયોગ્ય થવા તણા
ઘટે વિચાર; સ્હેજે તે થતાં, નિશ્ચિંતતા મળે.
પંચગનિ : તા. ૨૪-૯-'૪૪

## શુદ્ધિસાધક કામ

### અનુષ્ટુપ

જિંદગાની તણો વેષ શો પહેરાવવા તણો
આપે છે કામ તો બોધ! જેને એ દૃષ્ટિ-વૃત્તિ હો.
કામને શીખવા કેરી જાણે જે ચાવી જીવને
એને જીવનની દૃષ્ટિ કામથી શી મળ્યાં કરે!
કળા જીવનની સર્વ કામથી સાંપડ્યાં કરે;
યદ્વાતદ્વાપણે કામ આચરવું ન માનવે.
કામમાં શકિત ચાતુર્ય જે કૈં હો બુદ્ધિજન્ય તે
વાપરી વાપરી, તેથી લક્ષ્યને સાધવું ઘટે.

ચારે બાજુ તણું જ્ઞાન કામથી સાંપડે જગે;
કામ શીખવશે જે કૈં કોઈ શીખવશે ન તે.

કામમાં ભાવ જો ના હો, મિથ્યા કામ પ્રમાણવું;
ભાવ વિના કશું કામ કરવાનું ન રાખવું.

જેમ જેમ વધે ભાવ કામે, તેમ હૃદે થશો
શાંત, કેંદ્રિત, એકાગ્ર, મઝા તેની શી ચાખશો !

કામમાં ભાવના રાખી કામ જે કરશે જગે
કામ પ્રેરાવશે એને કામના હેતુને વિષે.

દોરાયા પ્રકૃતિથી જો કામ–પ્રવૃત્તિમાં કદી
દ્વંદ્વાદિ વૃત્તિનું જોશ મોળું તો પડશે નહીં.

અહંકાર થકી સર્વે કામે પ્રેરાયલાં રહે;
કામ જે શુદ્ધિ અર્થે લે अहं એનું ગળ્યાં જશે.

પ્રભુનો ભાવ જે રાખે કામે, પ્રવૃત્તિ એહની
કામમાં કરતી કામ પોતે રમશે વેગળી.

વધે શા રાગ ને દ્વેષ કામથી માનવી–મને !
ઘટે શા રાગ ને દ્વેષ કામમાં હેતુ પોરવ્યે !

તિતિક્ષા કામથી કેવી માનવી–જીવને થતી !
કામ જેવી તપશ્ચર્યા ક્યાંય કોઈ કશી નથી.

જેવું જેવું મળે કામ હેતુનું ભાન કેળવી
લક્ષ ને બુદ્ધિ ત્યાં રાખી દઢાવો ભાવ સૌ વળી.

મળેલાં કામમાં સર્વે ધારણા ઈશ–હેતુની
બુદ્ધિથી સમજી લૈને જીવને તે ફળાવવી.

દ્વિધાભાવ કશા કામે વિવેકીએ ન રાખવો;
બાજુથી સર્વ નિશ્ચિંત પૂરું નિઃશંક વર્તવું.

કામને કરતી'વેળા વ્યામોહે જાગતાં દ્વિધા;
વૃત્તિ તે જાગ્રતિ આણી ટાળી જ નાખવી તદા.
ડો'ળાવ્યાં કરશે ખૂબ, કામે કૈં ભલીવાર તે
દેશે ના જાગવા, એવું દ્વિવિધાપણું હોય જે.
કામમાં હેતુનું લક્ષ રાખતાં રાખતાં હૃદે
કરાવે હેતુ પ્રત્યક્ષ કામ સાધનરૂપ થૈ.
'કામ આધાર-ભૂમિકા જીવન પામવા તણી'
ભાવના હેતુની એવી કામમાંહી પરોવવી.
કામને એક પાસું ના, પાસાં એનાં અનેક છે,
એવાં બધાં જ પાસાંનો ખ્યાલ હોવો ઘટે હૃદે.
કામ સ્વભાવના જોશે થવાવાને જ પ્રેરશે
ત્યાં ચેતી કિંતુ જાગીને રહે, તે શક્તિ પામશે.
કામ તો આપણું એવું દિવ્ય સાધન જાણવું;
રખે ઉવેખતા કામ! પ્રેમથી કામ સાધવું.
સાધના કામની એવી માનવી જે કર્યાં જશે
જીવનલક્ષ્ય પોતાનું કામથી નકી વીંધશે.
હરિજન આશ્રમ, સાબરમતી : તા. ૨-૧૦-'૪૪

## કામથી પ્રસન્નતા

### અનુષ્ટુપ

જે જે કામ કરંતા હો કરંતી વેળ કામ તે
પ્રભુનું નામ લેવાનું પ્રેમથી કરજો હૃદે.
લેવાથી નામ બીજા કૈં વિચારો નહિ ઉદ્ભવે,
કામમાં ચિત્ત રે'શે ને ચિત્ત એકાગ્ર ત્યાં થશે.

કામમાં ચિત્ત રે'વાથી ત્યાં કેંદ્રિત થવાથી ને
સારું કામ થશે, તેથી ઉર સંતોષ લાગશે.
એવા સંતોષની વૃત્તિ થતાં શાંતિ અનુભવો;
શાંતચિત્ત થશો જ્યારે શા પ્રસન્ન હૃદે થશો!
ચિત્તે પ્રસન્નતા રે'તાં લાગશે ભાર ના કશો;
કશાનો ય ન કંટાળો લાગશે તે સમે કશો.
પ્રસન્નચિત્તનું જે તે સૂતરું સૂતરું વહે;
પ્રસન્નચિત્ત જે રે' છે તે અશાંત નહિ થશે.
ફૂલની જેમ રે'વાશે પ્રવૃત્તિ સર્વ ઉપરે;
'કામ શું ઉપયોગી છે' તે પછી ખ્યાલ જાગશે.
કામ તો ભૂમિકા સ્થૂળ દેહની સાથ તે મળી
ભાવના કેળવાવાને સાધનારૂપ શી ખરી.
વિના કૈં કામ–આધાર ભાવના એકલી કદી
કેળવાઈ શકાતી ના એના યોગ્ય પ્રમાણથી.
કામ તે કાજ તો કેવું જરુરી કેટલું બધું!
થયેલું ભાવનાહીણું કામ ના ફળતું કશું.
ખાલી તે કામ ના કામ, કામ તો ફળવા બીજું
મળેલું જાણીને કામ તે ભાવે કરવું રહ્યું.
કામથી શીખવાનું તો નવું ને નવું કૈં મળે;
કામમાં શીખવા કેરો રાખવો હેતુ ત્યાં ઘટે.
વૈતરા પેઠ તો કામ કદી ના કરવું કશું;
એવું કામ ફળાવે શું? ગદ્ધાવૈતરું જાણવું.
કામની સાથ જે લે છે પ્રભુનું નામ ભાવથી,
કામથી ભાવના એની કેળવાયાં જતી બધી.

કામ જીવનનો તે તે ગુરુ પ્રત્યક્ષ જીવતો
કામને એવી રીતે જે કરે, તે ખરું પામતો.
કામમાં હેતુ જેવો હો જેનો, તે તેવું પામશે
કામમાં હેતુ જે સાધે કામ એને ફળાવશે.
કર્યા વિના જગે કામ કોઈનો છૂટકો નથી;
કામથી શીખવાનું તો કાં ચૂકે માનવી પછી ?
કામ ના હોત, સંબંધો તો કયાંથી થાત વિશ્વમાં ?
સંબંધો કેળવાયે છે જ્યાં ત્યાં કામથી આપણા.
એક બીજા તણો સાથ કામથી મેળવાય છે;
સંપર્ક કામથી કેવો સધાયે સર્વ જીવને.
કામની ભૂમિકા જેવી આપણા મનમાં હશે
તે રીતે કામને તેવું કર્યાં તે કરતું જશે.
કામ હો એકનું એક, છતાં એને બધાં જનો
એક સૌ સરખી રીતે કરી ના શકશે જગે.
કામમાં હેતુનું જ્ઞાન જેનામાં જીવતું હશે
એને શું શિખવાડે છે કામ, તે એક જાણશે.
કામ પોતે થતું રે' છે ને વળી શિખવાડતું;
કામથી કેવું કેવું તે પોતાથી ઉદ્ભવે નવું !
કામથી એક બીજામાં ભેળાવાનું બન્યાં કરે
જન્માવે કામ સદ્ભાવ લક્ષણો ઉર જો હશે.
જે કાજે કામ નિર્માયું એનો જો ખ્યાલ રે' હૃદે
કામના જેવું તો કામ પછી ના કોઈ દૈ શકે.
કામમાં એકધારું જે ઊંડું ધ્યાન ધર્યાં કરે
કામની યોગ્યતાનાં સૌ પાસાં ઊગે+ જ એહને

+ સૂઝે.

કર્યાંથી કામ એ ભાવે દક્ષતા સૂક્ષ્મતા વધે
નિષ્ઠા ત્યાં જન્મી ઉકેલ કરવાની કળા મળે.
'કામથી કેળવાયે છે કેવું જીવન કેટલું'
એમ જો જાણીએ, કોઈ મિથ્યા કામ ગણાય શું?

કામને એટલા કાજે પ્રત્યક્ષ શીખવા તણી
સાંપડેલી ગણે છે જે જીવને તક દિવ્ય શી!
એવાંને કામથી હૈયે મળે છે પ્રાણ–ચેતના
એવાને કામમાં ઊંડાં લાગે છે રસ–ખેવના.

કામ તે એકલું કામ એવાંને લાગતું નથી;
'દેવાને કામ તો બીજું મળ્યું' એમ ગણે ચહી.
કામમાં દૃષ્ટિ ને વૃત્તિ એવી જેની થયેલી છે
સૌ કામ જે સ્વીકારે છે આત્મકલ્યાણ અર્થ તે.

હો થઈ શકતું કામ જેટલું ઉત્તમોત્તમ
તેટલું તેમ તે થાવા રાખવું લક્ષ કેંદ્રિત.
તે છતાં જો પરિણામ આવી સુયોગ્ય ના શક્યું
નિરાશા સેવવી ના કૈં, પ્રાણવાળા વધુ થવું.

ખાર : તા. ૩–૧૦–'૪૪

## કામથી યોગપ્રાપ્તિ

### અનુષ્ટુપ

કામ તો કામની રીતે ના ઉકેલવું જીવને;
'કામથી ચેતના પામો' ઉકેલો કામ એ રીતે.

સૂક્ષ્મ તેજસ્વિતા ઊંડી અને સાત્ત્વિકતા હૃદે
કામથી બુદ્ધિમાં જન્મે, ઉકેલો કામ એ રીતે.

સૌ બાજુનું પૂરેપૂરું વિવેકજ્ઞાન કામનું
કામથી જન્મ પામે તે કામ એમ ઉકેલવું.
વૃત્તિ જે કામથી જન્મે એને ઊંડી તપાસવી,
કેવાં છે લક્ષણો એનાં આપણે જાણવું કસી.
કામથી ઉદ્ભવે જે જે વિચારો મનમાં ઊંડા
શી કક્ષા આપણી તેથી જણાયે આપમેળ ત્યાં!
જીવાત્મા સાથ સંબંધો કામથી સાંપડ્યા કરે;
તે સૌ સાથે રહો કેવું કામથી તે જણાય છે.
પ્રકૃતિ આપણી સૂક્ષ્મ કામથી શી ઊંધી છતી!
એમાં પ્રત્યક્ષ જે ખ્યાલ રાખે, તે જીવતો નકી.
કેવી રીતે પછાડે ત્યાં પ્રકૃતિ સૂક્ષ્મ આપણી,
તેથી જે ચેતતો રે' છે પામે કલ્યાણ કામથી×
સૌ ઘરેડ પ્રમાણેનું કામ સ્થૂળ કર્યાં કર્યે
એથી ના પ્રાણ જન્મે છે, ગૂંગળાયાં કરે જ તે.
પ્રકૃતિને ઘડાવાને કાજે જે કામ હાથ લે
એમાં ચિંત્વન એવું જે રાખે, એને જ તે ફળે.
ગમે તેવું ભલે કામ ભાગે આવેલું તે હશે
એમાં સદ્ભાવ જેનો હો એને કૈં ના અયોગ્ય છે.
'સદ્ભાવ કામથી તેથી કેળવાયાં કરે ઊંડો'
જોતાં તે રે'વું દૈ લક્ષ, કામનો હેતુ તો રૂડો.
વળાંકો, વળણો કેવાં કામનાં મનમાં ઊઠે
કેવા કેવા થરો એના તેથી શાં જાણવા મળે.
બીજી રીતે વિના કામ, એને ના ઓળખી શકો
કામ તેથી અનિવાર્ય સાધનારૂપ જાણજો.

× આપથી.

કામ જેવું ઘડે તેવું ઘડી કોઈ શકે 'નહીં;
દક્ષતા સર્વ બાજુની કામથી જ મળે સહી.

કામ તો શીખવે કેવું વર્તવું યોગ્ય આપણે;
આપણી જાત કેવી તે કામ પોતે બતાવશે.

'કામ જેણે કર્યું તેણે કર્યું કામણ', ઉક્તિ છે;
સાચું તથ્યાંશ એમાં છે, વળી સાચું હકીકતે.

ગૂંચ ઉકેલવા કેરી કામથી શક્તિ સૌ મળે;
જીવને ઉપયોગી તે કેવું માનવીને જગે!

આદિ, મધ્ય અને અંતે કામની પ્રભુને હૃદે
રાખીને જે કરે કામ, તે સત્કર્તવ્ય-યોગ છે.

છૂટકો ના કર્યા વિના તેથી જે કામ સૌ કરે
દારિદ્રય જિંદગાનીનું એવાનું કેમ રે ટળે?

બળેબળે કરે કામ બળાપો એહને રહે
બળેબળે કરે કામ દા'ડો એનાથી શું વળે?

જીવતીજાગતી કામે ભાવના જ્ઞાનપૂર્વકે
રાખે એનું સરે કામ, તે ખરું યોગયોગ્ય છે.

કામમાં ભાવના પૂરી ઓતપ્રોત થતાં હૃદે
કામ ને ભાવનાનો શો જામે સુમેળ ઓર એ!

એવો સુમેળ જ્યાં જામે રોમરોમ વિષે પૂરો
જિંદગાનીનું કેવું તો તારતમ્ય જણાય સૌ!

કામમાં જીવ જેનો ના તેવા શું કામથી રળે?
કામને અવમાને તે તિરસ્કૃત થતા જગે.

કામને કરવા કેરી જેના માંહીં કળા બધી,
એને કો અવમાને ના, સૌ એના પર રે' ખુશી.

કામ જેવો નથી કોઈ બીજો તો દેવતા જગે;
કામને દેવરૂપે જે લહે તે કામથી ઝગે.
કામથી શીખવાની હો જેને વાંછા ખરી હૃદે
કામથી દૃષ્ટિ ને વૃત્તિ એવાની કેળવાય છે.
ઊંચામાં ઊંચું જે હોય માનવી-પદ વિશ્વમાં
એકલા કામથી પામી શકો તે પદને મહા.
કૃપાથી, વિનવું સૌને, કામ હો આવ્યું તે વિષે
લક્ષ પૂરેપૂરું દેજો હેતુને મન રાખીને.
માનીશું કામને જેવું તેવું કામ ફળ્યાં જશે;
જિંદગીને ફળાવાને પ્રેર્યું ઈશે કૃપાર્થી તે.
તદાકારપણું જેને કામથી જીવને સ્ફુરે
ડૂબે ત્યાંયે છતાં ના જે કામથી પાર થાય તે.
સ્વીકારી કામ આનંદે કામ-હેતુ ફળાવજો;
પ્રાર્થના મારી એવી કે નિષ્ઠ તેવા હૃદે થજો.

હરિજન આશ્રમ, સાબરમતી : તા. ૧૮-૧૦-'૪૪

## કર્મ પરત્વે અંતર્મુખતા

**અનુષ્ટુપ**

પ્રભુના રસમાં જેને લાગેલી વૃત્તિ છે હૃદે
ધ્યેયપ્રાપ્તિ થવાની છે આજ કે કાલ જીવને.
માત્ર ધ્યેયની પ્રાપ્તિમાં એણે મહત્ત્વ ના'પવું;
'ફળે ધ્યેય કઈ રીતે' એને જ મુખ્ય માનવું.
આપણે પામવાનું છે જેને જે સાધના વડે,
સાધનામાં થવા પૂરું એકાગ્રે જીવવું હૃદે.

સાધના–ભાવમાં નિષ્ઠ એકાકારપણે થતાં
આપમેળે થશે પ્રાપ્તિ, એ તો ગૂઢ રહેલ ત્યાં.

એને ના આણવાની છે, એ તો મેળે જ ઉદ્ભવે.
એને ઉદ્ભાવતાં આડે હો ખસેડવું તે પડે.

'શું અને કેમ જે આડું, તે ખસેડવું શી રીતે
કેવી રીતે જણાયે તે?' પ્રશ્ન તે દિલમાં રમે.

કિંતુ જે ચાલતો હોય, પોતે ક્યાંક ભૂલો પડ્યો,
એને અનુભવે એવું જણાશે આપમેળ તો.

ખસેડાતું ન જે હોય આપણું બળ વાપર્યે
પ્રભુને સાદ ત્યાં પાડો સાથ દેવા પૂરો હૃદે.

શી અગાધ કૃપાશક્તિ! આમંત્ર્યા તે કરી સદા
પ્રભુને ભાર સૌ સોંપી સાધનામાં રહો ઊંડાં.

સાધનામાં રહ્યાં વિના જે તે પ્રવૃત્તિને વિષે
આરો ના આવવાનો છે એને તે પામવા હૃદે.

થતાં જીવનમાં કર્મે પ્રભુ જેને રમ્યાં કરે
કર્મનાં બંધનો એને નડી ક્યાંય નહિ શકે.

હૃદે અલિપ્તતા જામે જે તે પ્રવૃત્તિથી ઊંડી
તો તો જે કૈં થતું તેમાં શકાયે રહૉ ભાવથી.

ભલો સૌ સાથ છે હૈયે તાદાત્મ્ય ભાવથી કરી
કિંતુ ત્યાં કામ હૈયાનું જોઈએ ચાલવું સહી.

એવું અંતર્મુખી કામ જેનું ચાલ્યાં કરે ખરું
એવાને ધ્યેયની પ્રાપ્તિ થઈ એમ પ્રમાણવું.

હરિજનઆશ્રમ, સાબરમતી : તા. ૨૨–૧૦–'૪૪

## કામ–પ્રત્યક્ષ ગુરુ

**અનુષ્ટુપ**

જેમાં હો કેળવાવાનું એનો અભ્યાસ ખંતથી
એકાંગી એકધારો જે કરે તે કેળવાય છે.
ચિંત્વન એકલું એ જ પ્રવૃત્તિ સર્વમાં હૃદે
થતું જેને રહે એવો તત્ત્વ મેળવશે ખરે.
ધ્યેય વિનાની આશા કે ઇચ્છા બીજી થતાં કશી
ભંગ એકાગ્રતાનો તે કરાવે છે સમૂળગી.
આશા ઇચ્છા બીજી તેથી ઊઠતાં મનમાં કદી
જાગ્રતિ લક્ષ રાખીને તાંતણો જોડવો નહીં.
કામો જે કરવાનાં હો પ્રભુપ્રીત્યર્થ સૌ કરો;
પ્રભુભાવ વિના હેતુ અન્ય કો નહિ રાખવો.
જેમાં તેમાં પ્રભુભાવ નિશ્ચે રે'વું દૃઢાવતા
સળંગ એકધારા શા રે'વું અભ્યાસમાં સદા!
વિહ્વળતા કશાથીયે ના દેવી પેસવા ઘટે
ઊઠતા મનના ખ્યાલો વાળવા રચનાત્મકે.
સૌ કામો ભાગ આવેલાં ધર્મભાવે કર્યાં થકે
ચિત્ત શુદ્ધિ થઈ નિશ્ચે તત્ત્વ વિકાસ પામશે.
તેમાંથી ભાગશે જેઓ એને ચિંતા થયાં કરે;
આશા, ઇચ્છા વળી એને ઉદ્ભવ્યા ના વિના રહે.
એવાને ક્યાંથી તે શાંતિ કેમ ચિત્તે રહી શકે?
અને શાંતિ વિના કોઈ થઈ નિશ્ચળ શેં શકે?
થયો નિશ્ચળ જે ના તે ના નિશ્ચિંત બની શકે;
એવાને શાશ્વતી સુખ કોઈ કાળે મળે નહીં.

કામને છોડી દીધાથી કામના સૌ વિચાર તે
આવ્યા વિના ન રે' છે, જે જાણે છે સર્વ કોઈયે.

કામને પ્રભુપ્રીત્યર્થે ભૂમિકા જ વિકાસની
ગણીને જે કરે કામ ભાવ મેળવવા ચહી,
અહંતા, મમતા એનાં મેળે તો ગળતાં જશે,
દ્વંદ્વાદિ વૃત્તિથી એવો મુક્ત પોતે થતો જશે.

વિચારો કામથી જન્મે, ચિંતા કામથી ઉદ્‌ભવે,
જન્મે છે રાગ ને દ્વેષ કામથી મનમાં ખરે.

અહંતાથી જનો વિશ્વે પ્રેરાયે કામમાં સદા
ક્લેશ, સંતાપ ને દુઃખ જીવને તેથી પામતાં.

છતાં એ સર્વનું મૂળ બીજાંને માનવી ગણે
'બીજાથી આ થયું' એવું કહેતાં સાંભળ્યાં જગે.

સર્વનું મૂળ પોતામાં રહ્યું; ના તે જનો જુએ
કરે ખદણઘાં કેવાં માનવી નિજ જીવને!

ચિત્ત, બુદ્ધિ, મન, પ્રાણ, અહંકાર નો પ્રકૃતિ
કામને તજી દેતાં યે દેશે ના કોઈને તજી.

કામ તો છે અનિવાર્ય, સાધના કામને ગણી
કેળવે કામથી ભાવ, તો કૃતકૃત્ય માનવી.
ભલે ને કામ સારું હો કિંતુ તે કરતી પળે
શુદ્ધ જો ના વિચારો હો સારું તે કામ-સ્થૂળ છે.
કામ આધાર-ભૂમિકા જીવનશુદ્ધિ અર્થની
કામથી કામ જે કાઢે પોતાનું, તે રળે મૂડી.
દેખીતી રીતનું સારું એવું જે કામ હોય છે
જીવન-ઉપયોગી ના એવું તે કામ નીવડે.

કામ સૌ કરતી વેળા સદ્ભાવ જ્ઞાનપૂર્વક
રહ્યાં જેને કરે ઊંડા એવા પામે ખરું ફલ.

કામની યોગ્યતા યોગ્ય જેમાં વિવેકજ્ઞાન હો
એવાનું ફળશે કામ જિંદગાની મહીં રુડું.

કામથી વ્યક્તિસંબંધ સંકળાયેલ જીવને,
સદ્‌ભાવ વ્યક્તિના શા શા સ્પર્શે માનવજીવને !

એમ સ્વભાવનો સ્પર્શ થતાં જેઓ વિચારતા
'શાંતિ તાટસ્થ્ય પોતામાં ગણે કેળવવા મળ્યાં.'

તેઓ સ્પર્શ થકી એવા જીવન કેળવ્યાં કરે
જીવનમુક્તિની લ્હાણુ કોક દી તે જ પામશે.

જેઓ કામથી પોતાનો સ્વભાવ પલટાવવા
મથતા જાગૃતિ રાખી કામ એને ફળે સદા.

બાકી તો વૈતરું કામ માથે સૌને રહ્યું ખરું;
કલ્યાણ વૈતરા-કામે કોઈનું ના કદી થતું.

જંજાળ કામની જેને લાગે તે માનવી કશું
શકે કલ્યાણ ના સાધી પોતાનું કે બીજા તણું.

કામ જેવો બીજો કોઈ ગુરુ પ્રત્યક્ષ છે નહીં;
શીખે છે કામથી જે, તે કામને જાય છે તરી.

હરિજનઆશ્રમ, સાબરમતી : તા. ૧૮-૧૦-'૪૪

## રામ પ્રકટાવવા કામ

### અનુષ્ટુપ

કામથી કામના જે તે પુરાયે માનવી તણી
જીવન કામથી કેવું સંતોષાયાં કરે વળી!
કામમાં લોક તો બુદ્ધિ પરોવી કામ ના કરે
કામને માનવી કેવું વેઠ જેવું જ સૌ કરે!
'કામને કરવાનું છે' એટલે કામ તે કરે;
'ચાલશે ના કર્યા વિના' એમ ધારી વળી કરે.
'જીવનદોરૉ તો કામ' જીવતો જાગતો હૃદે
ખ્યાલ કામે દઢાવે જે કામથી કૈંક પામશે.
કામથી જ્ઞાન પામે સૌ જુદાજુદા પ્રકારનું;
કામ તો આપણી માતા; નવો જન્મ પમાડતું.
કામ વેતરવાનીં તે જેને છે સાંપડી કળા
કામ એને બતાવે છે આંડા જે પડદા ઊભા.
આરપાર જવા સૌની સર્વ સાહસ, હિંમત,
કામથી શક્તિ જન્મે, તે કામ કેવું જ ઉત્તમ!
નાસીપાસ થતા જેઓ કામથી અટવાઈને
શુક્રવાર કશો એનો ના વળે કોઈ રીતથી.
દેખીને કામને જેને ધ્રાસકો દિલમાં પડે;
ધ્રાસકો તો રહેવાનો એને જે તે બધા વિષે.
ચિત્તે શંકાકુશંકાઓ રાખીને કામ જે કરે
કામમાં તે ભલીવાર પછી શી રીત ઊતરે?
સદ્ભાવ સદ્વિચારોથી જેના કામ વિષે ઝરે
સંતોષ કામથી એના એને ને અન્યને વળે.

જીવવું 'પડવાનું છે માનો કે નવ માનશો
તો પછી જીવવું ફાલે એમ કામ ઉકેલજો.

એવું કામ કર્યામાં તો દુઃખ ને શ્રમ સૌ પડે,
પાંગરે કિંતુ તેમાંથી નવું જીવન જીવને.

દુન્યવી લાભ ના કોઈ અમસ્તો મેળવી શકે;
દુઃખ ને શ્રમ ત્યાં યે તે સૌને ભોગવવાં પડે.

તો પછી કામમાં શાને દુઃખ ને શ્રમ, ભાવથી
સ્વીકારે માનવી કાં ના? સાવ શું જડ માનવી?

સૌને આનંદથી, જેળે કે, કામ કરવું પડે
તો આનંદ મળે તેમ કામ કાં ના બધાં કરે?

કામથી સર્વ સંબંધ આપણો જીવતાં લગી
કામના જેવું સંબંધી બીજું કોઈ કશે નથી.

કર્મ-કૌશલ્યથી જે જે કેળવાયાં કરે ગુણો
શક્તિ પ્રેરાવવાને તે જીવને પલટાવજો.

ગુણોથી ગુણની રીતે કામ લીધાં કર્યે બધું
ગુણની ચેતના-શક્તિ ફળાવે છે ન ત્યાં કશું.

કામનો માત્ર વિચાર માનવી જે કર્યાં કરે
ગોટવાયાં કરે ખાલી કામવિચારમાં જ તે.

કામથી ખ્યાલ ઊંડો જો જાગે જીવનનો નહીં
એવાને કામ તો કામ ખાલી માત્ર રહે નકી.

જિંદગી માટ છે કામ, ઊંડો તે હેતુ કામનો
જેને ના કામમાં રે'તો, મિથ્યા તે કામ જાણશો.

કામ તો છે અધિષ્ઠાતા જીવન પામવા તણો
જે લે આધાર એ રીતે કામમાં, રામ પામતો.

વ્યવસ્થા, દક્ષતા આદિ ગુણો જે કામથી મળે
સદ્ભાવ પ્રેમથી ભીના વિના કોરા ગુણો ખરે.
જીવને રામને જેઓ કામથી પ્રગટાવવા
જ્ઞાન, ભક્તિ અને યોગ કામે જે ધ્યાન જોડતા.
કામ એનું થતું રે' છે સર્વ પેર સળંગ તે
પ્રત્યક્ષ રામને કામે એવા તો નિરખે સદા.

હરિજન આશ્રમ, સાબરમતી : તા. ૨૧-૧૦-'૪૪

## પ્રભુ-તર્પણ કામ

**અનુષ્ટુપ**

કામને આવકારે જે એને કામ બધી રીતે
કામ ઉકેલવા યોગ્ય આપે શી સૂક્ષ્મ બુદ્ધિ તે!
કામ ઉકેલતાં જેને આવડે પૂરું પાંસરું
મુશ્કેલી કામની એને શોભાવી ના શકે કશું.
ચારે બાજુ તણી કામે ભલે લાગે અશક્યતા
દૃઢાત્માવાન તો યે જે, બેસી તેથી રહે ન ત્યાં.
પોતાનાથી થતું જે જે કામ ઉકેલવા બધું
કરે છે ચિત્ત પ્રોઈ ત્યાં વિચારી કામ હેતુનું.
પાસા સૌ પડતા લાગે કામના અવળા ભલે,
નાસીપાસ છતાં તેથી કોઈ રીતે નહીં થશે.
કામને વળગી જે રે' કામ પૂરું થતાં સુધી
નિરાશા શી પછી એને રહે કોઈ પ્રકારની?
કામમાંથી નિરાશા જો લાગે જેને હૃદે કશી
પાર એ પાડવા કામ એને લે' લાગ્યો તો નથી.

વાંછા કેળવવા ઊંડી, કામને પાર પાડવા,
ઊંડું રહ્યા વિના કામે તમન્ના પાર્કી થાય ના.
ફળાવા કામનો હેતુ કામ સૌ કરતી પળે
જેનામાં ભાવના રે' છે હેતુ એનો ફળ્યાં જશે.
હેતુ ફળાવવા સારુ, અનિચ્છા હોય, કામ તે
આવે છે કરવાનું કૈં; થવો ત્યાં ખેદ ના ઘટે.
ચાહીને ઊલટું એવા કામે લક્ષ પરોવીને
પ્રેમભાવ વધુ રાખી કામ ઉકેલવું ઘટે.
જતાં ઉકેલવા એવું કામે નિષ્ફળતા મળે
એવી નિષ્ફળતા ત્યારે વધારે ચેતના હૃદે.
ચેતનાશક્તિ શી ઉગ્ર તેજસ્વિતપણે થશે!
કામ ઉકેલવા પોતે લેશે સર્વ ઉપાય તે.
જે જે કૈં સૂઝશે એને વિચારી એનોં યોગ્યતા
કરી જોયા વિના એવો રે'શે ત્યાં કોઈ રીત ના.
પોતાના ભાવની આડે જે જે વચ્ચે ઊભું હશે
ખાલી જોયાં કરી એવો હાથ જોડી ન બેસશે.
પોતાના ભાવથી ઊંચી ભાવના પ્રસરાયલી
જોઈ, ઉદ્વિગ્નતા જેને લાગે, વિચારશે મથી.
પ્રભુની પ્રાર્થનામાં શો એવો લાગી જશે હૃદે!
ઉકેલાઈ જવા ગૂંચ આર્તનાદ પુકારશે.
પોતાને વેઠવાનું સૌ યજ્ઞભાવે કરી હૃદે
નોતરીને સ્વીકારી લે આડાંફેલાં થવા દૂર.
પોતાથી બનતું સર્વ જો કર્યાં ના છતાં ફળે
હેતુ તે કામનો પૂરો, પોતાનો ત્યાં વિચારશે.

પોતાની ભૂમિકા યોગ્ય થવા કાજે બધી રીતે
ઊંડું ઊંડું વિચારીને તેવો ત્યાં શો મથ્યાં જશે.

શા પૃથક્કરણે ઊંડો પ્રોવાઈ તે હૃદે જશે!
શક્તિ વધારવા એવો યજ્ઞે આહુતિ આપશે.

પ્રભુને બારણે એવો પોતાની ધા શોં નાખશે!
હોમવા સર્વ પોતાનું એને ઉત્કટતા થશે.

અધીરો ના થશે પાછો, સ્વસ્થતા ના ગુમાવશે
વિચારી બાજુથી સર્વે રાખે છે તોલવાનું તે.

વળી ના ભૂસકો એવો ઓચિંતો મારશે કશે;
યોગ્યાયોગ્યપણું ત્યાં ત્યાં પોતાનું ઊંડું માપશે.

પ્રભુહાથે પડેલો છે પોતાને એમ માનીને
જાત બચાવવા એને લગારે ના પડી હૃદે.

થવા યોગ્ય ભૂમિકાનો પોતાના સૌ સમર્પણે
એવો તો જીવતો ભાવ ઊંડો શો રાખતો હૃદે!

એવા સમર્પણે હૈયાં બીજાનાં તે હલાવશે
બીજાંને તે હલાવીને ગોદાટીથી ચલાવશે.

સદ્ભાવ, પ્રેમ કેવો ને કેટલો આપણો હશે
તોળાઈ તે જશે ત્યારે એવાના તે સમર્પણે.

પોતાના જીવને એવો સર્વ માનવજાતને
ઊંચે શો લાવવા કેરા યજ્ઞો આદરતો, જીવે.

પોતાને એકલો માને, પોતાનામાં ઘણાં ઘણાં
એ રીતે વર્તતો એવો સર્વ-કલ્યાણમાં સદા.

કામમાં યજ્ઞનો ભાવ પરોવી કામ સાધવા
ઇંતેજારી હૃદે રાખે કામમાં તે જશે ફળ્યાં.

કામથી કામનું થાય કામમાં સૌ સમર્પણ
સર્વ પ્રકારનું શ્રેષ્ઠ, એ કામ પ્રભુતર્પણ.

જીવવું મરવું એને બન્નેમાં ભાવ એક શો!
પ્રભુ માટે બધા એના જે તે સર્વ પ્રકાર તો.

પ્રભુનો પ્રેમ એવાનો નૈસર્ગિકપણે હૃદે
એને સમર્પવાવે શો! કોણ ઉકેલી તે શકે?

વિશ્વ-ઉત્ક્રાંતિનો યજ્ઞ કેવો ચાલે સનાતન!
હોમાય આદિથી એમાં કેવાં ઉત્કૃષ્ટ જીવન!

છતાં શી માનવી જાત એવી ને એવી પામર!
ચઢે, પાછી પડે હેઠી, એનો શો ગૂઢ એ ક્રમ!

પ્રભુને પાદ ધા મારી "એને સૌ છાજતું થવા
જે તે ભલે થતું રે'જો" એને માટે જગે સદા.

એલિસબ્રિજ, અમદાવાદ : તા. ૧-૧૧-'૪૪

## યૌગિક કર્મ

કામનું માપ તે યોગ્ય જો ધ્યેયે ખૂંપવા તણું
જોમ ને પ્રાણ પ્રેરે તો આપણે જાણવું ખરું.
જે જે સમાજનાં માપો, છાપ, મૂલ્યાંકનો બધાં
એનાથી આપણું કામ રાખશો માપવાનું ના.
થતાં સૌ કામનું ધ્યેય સૌ સામાજિક નીતિથી
લોક-આદર્શથી જુદું રહ્યું જીવનનું ખરે.
લોકોત્તર થવાનું છે જેમાં તેમાં બધા વિષે
લોકોની રીતથી તેથી ના કૈં વિચારવાનું છે.

લોકજીવન તો માત્ર શી ઘરેડ પ્રમાણનું!
લોક-જીવન ચીલાથી જવાનું દૂર ત્યાં ઘણું.

જિંદગી-ધ્યેય જે માન્યું પૂરું ત્યાં ઝંપલાવવા
જે કર્યાથી મળે શક્તિ કામ તે યોગ્ય સૌ સદા.

જીવનધ્યેયથી આઘે આડફંટે ચઢાવવા
કોઈને કોઈ તો નિશ્ચે મંડયું રે'વાનું છે સદા.

કિંતુ જેને ખરી હૈયે પોતાના ધ્યેયની પડી
ના વિચાર્યા વિના તે રહે કામ સાંપડતાં કદી.

આવેલા કામથી 'કેવો, કેટલો ફળશે વધુ
જીવનધ્યેયનો હેતુ' ઊંડું એવો વિચારશે.

એનાથી કોઈ જે બીજા વિચારો મનમાં સ્ફુરે
સજાતીય વિચારોની જોડે સાંકળે ત્યાં ન તે.

પ્રત્યેક કામમાં એના 'ધ્યેય કેવું ફળ્યાં કરે'
એવો રહે જાગતો ઊંડો જેને વિચાર, તે ફળે.

પોતાના કામનું માપ એવાને ઝટ સૂઝશે
તમન્ના ધ્યેયની એવી વિવેક-જ્ઞાન પ્રેરશે.

પૂર્ણ વિવેક જેનામાં યોગ્યાયોગ્ય તણો ખરો
જન્મેલો છે સદા એવો તોળે કર્મ બધી રીતે.

કામને યોગ્ય સૌ રીતે શી રીતે તે ફળાવવું
ઊંડાં મંથનથી સૂઝયા વિના એને નહીં રહે.

આવે ચળાવવા એને એની પ્રકૃતિ સૂક્ષ્મ શી!
નવો નવો સજી સ્વાંગ એના જ હિતનો ધરી.

પ્રત્યેક કામ એ રીતે કરો જેથી ખૂંપી શકો
વધુ ને વધુ લક્ષ્યે, ને કામથી કામ કાઢજો.

સમતા, શાંતિ ને જ્ઞાન પ્રેમથી કાર્ય સૌ કરી
એમ કાર્ય થતું રે'તાં મળે છે ભાવ શક્તિ શી !

ચિત્તને પ્રાણ બન્નેમાં બુદ્ધિમાં, બુદ્ધિથી થયે
સમતા પૂર્ણ ત્યાં મેળે ભોગવે સમતા હૃદે.

એક વેળા પૂરેપૂરો સમતા યોગ્ય જ્યાં થતાં
આસક્તિ કોઈયે કામે ઊઠે ના ચિત્ત-પ્રાણમાં.

આસક્તિ નાશ પામ્યેથી રાગદ્વેષ મટી જશે
આધાર શુદ્ધિ એવાની સર્વ પ્રકારથી થશે.

શુદ્ધિનો સર્વ આધાર બુદ્ધિની સમતા પરે;
તેથી સૌ કામમાં બુદ્ધિ રાખવી સ્થિર આપણે.

કામ, કેળવવા ઊંડી શાંતિ ને સમતા હૃદે,
મળેલું એમ જાણીને વિવેકે વર્તવું ખરે.

અહંકાર અને પ્રાણ, બુદ્ધિ, ચિત્ત મનાદિના
જૂના સ્વભાવને કામે લગાડો ના, મથી મહા.

બને વિચારવાનું જે ધારેલા ધ્યેયની રીતે
દૃઢતાથી વિચારીને સાહસે વધવું પથે.

આપમેળે કશું કામ વ્હોરી લેવું ન કોઈ દી
આવેલા કામમાં યે તે ધ્યેયની વૃત્તિ રાખવી.

ધ્યેયની દૃષ્ટિ ને વૃત્તિ જે રીતે કામથી ફળે
તે રીતે કામને પ્રેમે આટોપ્યાં કરવું ઘટે.

ધ્યેયહીન બધું જીવ્યું, જીવ્યું ના જીવ્યું જાણવું
એવું તે જીવવા માંહીં સ્વાદ-સામર્થ્ય શાં બળ્યાં?

જેનામાં કૈંક સંસ્કાર, જેનામાં પ્રાણચેતના
સવિશેષપણે બુદ્ધિ જેની યથાર્થ હો ભલા !

સામગ્રી શક્યતા કેરી એવી જેને મળેલ છે
લોકજીવનથી એણે ઊંચ્યાં તો કરવું ઊંચે.
લોકથી જે જશે જુદાં લોક એને બધી રીતે
આદિથી કરતાં આવ્યાં કસોટી કેવી કેવી યે.

કિંતુ એવી કસોટીને 'રૂડો પ્રસંગ શો મળ્યો
શક્તિ દૃઢાવવા ઊંડી' માની જે એમ વર્તતો;
એવાને આકરી છો ને ગમે તેવી કસોટીએ
આવતાં ચઢવાનું ત્યાં પોતે નિશ્ચિંત વર્તશે.

એવી રીતે મળ્યાં કામે શક્તિભાવ દૃઢાવવા
હેતુ જે જીવતો રાખે તે રળે કામથી સદા.
એવાનું કામ તે કામ કામનું ખપનું બધું
કામે વાપરવા બુદ્ધિ એ રીતે યોગયોગ્ય સૌ.
સૂરજ આગળે જેવો પૂરો ઘૂવડ આંધળો
તેવો શો મૂઢ સૌ રીતે આપ આગળ હું ખરો!
ઝાડના તળિયે કેવો ઊગે નાનોક છોડવો
ઝાડને માપવા એને ક્યાંથી ભાન બળે કશું?
નાદાન છોકરું જેવું લાડે મોટાંની આગળે
તે રીતે લાડતો હું યે આપના પાદ આગળે.
રાખજો પ્રેમ ને ભાવ કૃપા મારા પરે કરી
આપનું કોક જાણીને લાવજો સ્મૃતિમાં કદી.
સદા યે લાગતા રે'જો મને વ્હાલા તમે હૃદે
જરાક સ્પર્શવા દેજો હૈયાના તારને ઊંડે.
પ્રાર્થના એટલી મારી તમોને હું લળી કરું
પ્રભુને યાચું કે એને હૈયામાં સંભળાવજો.

એલિસબ્રિજ : તા. ૧૩/૧૪-૧૧-'૪૪

## કામ ભાવ છતો થવા

### અનુષ્ટુપ

પૂરી નિશ્ચિંતતા, શાંતિ ને સંતોષ, પ્રસન્નતા
મળે જેથી, ગણો કામ થયેલું યોગ્ય તે સદા.
પ્રાણની કામનાથી કૈં આપણે કરવું નહીં;
કામના અંતરે કામ ધ્યેયનું રાખવું સહી.
જેમાં તેમાં વધે ઊંડી ધ્યેયની ભાવના હૃદે
જાગીને ચેતતી તે રહે કામે વર્તવું તે રીતે.
સંકોર્યાં મનને અંતે ધ્યેયમાં કરવું ઘટે;
એને ટકોરીને પ્રેમે વાળ્યાં ત્યાં કરવું હૃદે.
વિવેક–શક્તિ જાગેલી તે કાજે હોવી જોઈશે;
યદ્વાતદ્વા તણાઈને બાકી તો ડૂબશું ખરે!
'આપણે ડૂબીએ છીએ' એનું યે ભાન જાગતું
જેને રહે ખૂંચતું ઊંડું તે ડૂબે તો ય શો તરે!
કામમાં કામના હેતુ સ્થૂલ ને સૂક્ષ્મ બે ખરે;
સાધતાં સાધતાં સ્થૂલ લહો ત્યાં સૂક્ષ્મને હૃદે.
સુમેળ સ્થૂળ ને સૂક્ષ્મ એવો સૌ કામને વિષે
જન્માવે અંતરે જેઓ બન્નેની પાર તે થશે.
કામ સ્થૂળ સધાવામાં ચેતનાશક્તિ જોઈશે
તે વિના કામ કોઈ યે કોઈ રીતે નહીં થશે.
તો પછી ચેતના શક્તિ પ્રેર્યાં જે કરતી રહે
ગૂઢ તે શક્તિનો ભાવ મથો કેળવવા હૃદે.
આવેલા કામને એવી રીતથી જીવને ગ્રહો
કામના અંતરે ભાવ દૃઢાવાને ઊંડો ચહો.

કળા તે મથવા કેરી જેને જીવનમાં મળી
એવાને કામમાં આધિ, વ્યાધિ, ઉપાધિ ના કશી.

કામ પ્રત્યેકથી એવો શીખશે કૈં નવું નવું;
બોધપાઠ નવો લેવા કામ એવો ગણે મળ્યું.

'આંતર શક્તિ પોતાની','પોતાનો શો સ્વભાવ છે'
એવાને એનું સૌ માપ કામથી શું મળ્યાં કરે!

કામ તો શીખવેઃ 'કેવી રીતે જીવન ઉદ્ધવે'
કામ સૌ કરતાં એવી કળાને શીખવી હૃદે.

વિકાસ અર્થ જે કામ કરે, જીવન એહને
સંગ્રામ ખેલવાના શા આવે પોતાની સન્મુખે!

એવા સંગ્રામમાં જેઓ જીત મેળવવા પૂરી
પોતાનું સર્વ હોમે, તે જીતશે કોઈ દી નકી.

કામમાં કિંતુ જેને ના પોતાનું ભાન રહે પૂરું;
કામથી એવું તો કોઈ રળી ના શકશે કશું.

શક્તિ સ્ફુરાવવા કામ, કામ ભાન જગાડવા,
કામ પ્રેરાવવા જ્ઞાન, કામ ભાવ છતો થવા.

કામ તે વિના બીજો કોઈ હેતુ ન જીવને
હેતુ ફળાવવા કામ જેને, તે નિત્ય ચેતશે.

અનેરા પ્રશ્ન ઊઠે શા! અનેરી ગૂંચ શી ઊઠે!
તે સંકળાવવા બીજે મથાવે ધ્યેયથી ખરે.

નિશ્ચયાત્મક બુદ્ધિ છે જેની ધ્યેય વિષે ખૂંપી
એવો ના ચળવાનો ત્યાં કેમે યે કોઈ રીતથી.

ધ્યેયને જીવની પેઠે સાચવી રાખશે બધે
ધ્યેય સાચવતાં એવો પોતાનું સૌ સમર્પશે.

એને સમર્પતાં એવું આઠે કોઠે હૃદે થશે
ભાવ, આનંદ, એવાનું તે સમર્પવું યોગ્ય છે.

બેળેબેળે સમર્પેલું સમર્પેલું ગણાય ના
એવા સમર્પવામાંથી ફળે જીવન ના કદા.

એવું સમર્પવા કાજે કામ છે સ્થૂળ ભૂમિકા
ચેતના સ્મૃતિ એવી જે કામે રાખે, કરે ફળ્યાં.

ભક્તજીવન તો તે છે, એવાને કામ કોઈ એ
નકામું કોઈ રીતે ના, કામમાં ભાવ તે જુએ.

કામમાં ધારણા ઊંડી કેળવી કેળવી હૃદે
ભક્ત તે મેળવે કેવી કામથી ચેતના ખરે!

તેથી તો કામ એવાને ચેતનારૂપ લાગશે
કામ ને ચેતના કેરો એને ભેદ ટળી જશે.

ચેતનાશક્તિનો ભાવ કેવો શો સચરાચરે!
કામથી જ્ઞાનનું ભાન એવું એને હૃદે થશે.

જીવન શું કમાવાની સાધના દિવ્ય ભવ્ય તે
કામની ભૂમિકાને જે ગણે તે હેતુ સાધશે.

જીવને ઉદ્ભવેલી તે શક્તિ પિછાનશે હૃદે
જાગેલી શક્તિ આધારે કામમાં જીવતો તરે.

કામ આકાર દેવાને ચેતના શક્તિ કાજ છે
શું પરાત્પર છે કામ! કામ તો વ્યક્ત ઇશ છે!

કામથી કામમાં ભાવ કામનો જે દઢાવશે
કામથી શું મળે એને તે અનુભવશે હૃદે.

જીવતી ભાવના કામે રાખ્યાં જે ધ્યેયની કરે
એવાના જીવને તો ય ધ્યેય શું સરક્યાં કરે!

જેમ જેમ જતાં પાસે ધ્યેય આઘું જણાય છે
જેને ત્યાં કૈં નિરાશા ના, એક તે ધ્યેય પામશે.

પ્હોંચતાં ધ્યેયને અંતે શિખરો કેટકેટલાં
શાં એક એકથી ઊંચાં પડે છે ચઢવાં બધાં!

એક સીધી લીટી કેરો ચીલો જીવનનો નથી;
મહા આંટીઘૂંટી કેવી સાંપડે જીવને વળી!

તે વેળા એવડી હામ જેને જીવનમાં ઝગે
એવા ત્યાં ઝૂઝશે અંતે હાથમાં માથું રાખીને.

રસીલો કો મહાવીર તે સંગ્રામ મહીં ઝૂઝે
એવું તો ઝૂઝવામાં ત્યાં એને આનંદ નીપજે.

ઊંચો એવો ચઢેલો જે બીજાં ને ય ચઢાવશે
મરી પોતે બીજાંને તે કેવો વિશ્વે જિવાડશે!

જીવન–યજ્ઞ એવાનો કામમાં કામથી સદા
શો સનાતન તે ચાલે! જીવવું એવું ધન્ય હો!

બુદ્ધિશક્તિ મળેલી છે કેવી માનવીમાં જગે
છતાં સદ્‌ભાવથી કામે તે ના પ્રેરાયું છે કશે.

બુદ્ધિના કિંતુ સંસ્કાર જેના જીવનમાં ખીલ્યા
જીવનશક્તિને કાજે એવાએ મંડવું સદા.

આપના જીવને એવી મને દૃષ્ટિ કરાવીને
પ્રેરાવી વૃત્તિ હૈયામાં, તેથી હું નમું આપને.

આપના જીવને ગૂઢ પ્રભુ મારા વસેલ જે
એને છે પ્રાર્થના ઊંડી જાગવા ચેતવા હૃદે.

તમારા પ્રેમ આધારે જીવવાને તમો મહીં
મારામાં શક્તિ રહે, જેમ ચઢે છે વેલ વાડથી.

હૈયાના પ્રેમનો ભાવ પ્રવેશ-દ્વાર ઈશનું;
જીવતો તે થવા ભાવ થજો સૌ દિલ આપનું.
ગમાર, રાંક અજ્ઞાની જાણું શું પ્રેમભાવને
ગરીબાઈ વિના જેણે કશું જોયું ન છે કશે.
આપનો પ્રેમ માગું છું લળીને પાદપંકજે
ભૂખ્યો કેવો રહું છું હું પૂરો પ્રેમ વિના હૃદે.
મને જમાડવામાં તે કોઈનું ના કશું જતું
છતાં યે કોઈ ના આપે મને જે સર્વ જોઈતું.
આપને સુજ્ઞ જાણીને ભીખની ઝોળી હું ધરું
નાખજો ટુકડા ખાવા જેથી હું જીવતો રહું.
આપ તો ક્યાં અને હું ક્યાં એનું ભાન મને પૂરું
છતાં હૈયા તણો પ્રેમ બકાવે ત્યાં હું શું કરું?
ચેતનાસ્મૃતિ હૈયામાં આપની શી ધર્યા કરી
સંબોધું આપને હું તો પ્રભુ મારા હૃદે ગણી.
પોતાને હું ટકોરું છું, સંકોરું જેમ નિજને,
સંકેલ્યાં હું કરું પોતે તેવા હું આપના વિષે.
ત્રિચિ જતાં　　:　　　　તા. ૧૫-૧૧-'૪૪

---

## 'જીવનપગલે': પાન ૧૧૨ કિંમત ૦-૧૦-૦

'...ગીતા' અને ગાંધીજીની 'મંગળપ્રભાત' એ નાનકડી પુસ્તિકા-એ એનું વાચન જેમ મને ઘણીવાર શાંતિસ્ફૂર્તિદાયક લાગ્યું છે, તેવું આનું ય લાગતાં આ પુસ્તકને પણ એ પ્રકારના વાચનમાં હું એ એની જોડે અવશ્ય સ્થાન આપું. આઠ-દશ દિવસે એકેક વાર એનું વાચન થતું રહે તો જીવનપાથેય સારું મળતું રહે અને પ્રેરણા તથા દૃષ્ટિ પણ...'

ગૂજરાત કૉલેજ, અમદાવાદ　　　　　　**અનંતરાય રાવળ**

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| પુસ્તકનું નામ | પાન. | કિંમત. | પોસ્ટેજ |
|---|---|---|---|
| **સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ**–શ્રીમત્ શંકરાચાર્યકૃત | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **બળવાન બનો!**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ (ગુજરાતી ભાષાંતર) શ્રી. સાતવલેકરજીની ટીકા સાથે-(યજુર્વેદનો પહેલો અધ્યાય) | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–મૂળ સહિત ગુજરાતી ભાષાંતર ... ... | ૪૯૨ | ૧–૪ | ૦–૪ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય-વિરચિત: મૂળ સહિત ભાષાંતર | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... | ૯૨ | ૦–૮ | ૦–૧ |
| **મહાવાક્ય-રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... | ૧૪૪ | ૦–૧૨ | ૦–૨ |
| **એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ને બીજાં સો ઉપનિષદો**–(છપાય છે: સત્વર બહાર પડશે.) | | | |
| **વિદુરનીતિ**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૫ |
| **આર્યધર્મનીતિ** અને **ચાણક્યનીતિસાર**–સરળ અર્થ સાથે ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... ... ... ... | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |

## શાસ્ત્રગ્રંથો–માત્ર અનુવાદ

| | | | |
|---|---|---|---|
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**–વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો–ચાર દળદાર ગ્રંથો | ૧૬૦૮ | ૧૨–૦ | ૨–૦ |
| **લઘુ યોગવાસિષ્ઠ**–'બૃહદ્ યોગવાસિષ્ઠ'ના સારરૂપ ઉપયોગી ગ્રંથ | ૫૫૪ | ૨–૮ | ૦–૫ |
| **વિચાર-સાગર**–વેદાંતના દોહન-સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક | ૪૩૨ | ૨–૮ | ૦–૫ |

**શ્રીમદ્ ભાગવત**–એ ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આવૃત્તિ ૧૨૪૦ ૮–૦ ૧–૬
,, ,, –ભાગ ૨જો ( ૮મી આવૃત્તિ ) છૂટક મળશે ૬૬૭ ૩–૦ ૦–૧૦
**ભગવતી ( દેવી ) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં ૯૨૮ ૬–૦ ૦–૧૪
**મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ, ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે ... ૮૫૬ ૭–૮ ૦–૧૪
**મહાભારત**–દળદાર ૭ ગ્રંથોમાં ... ... ૫૨૦૮ ૪૫–૦ ૬–૦

## અન્ય ધાર્મિક ગ્રંથો

**આત્મસાક્ષાત્કારની કસોટી**–સ્વામી સ્વયંજ્યોતિ તીર્થ ... ૧–૪ ૦–૨
**ધમ્મપદ**–પં૦ બેચરદાસ દોશીની ટીકા, મૂળ તથા અનુવાદ સાથે ૧૯૨ ૧–૦ ૦–૨
**આત્મરામાયણ**–રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨ ૦–૨
**પરમાનંદની પ્રાપ્તિ**–શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ રસિક વાતચીતરૂપે : વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી... ... ૨૬૪ ૧–૮ ૦–૪
**પરમ સુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માકૃત ... ૩૩૬ ૨–૦ ૦–૪
**પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોનાં ઉપદેશ-ભજનો ઇ૦ ૧૬૮ ૧–૦ ૦–૨
**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપ ૨૬૪ ૨–૦ ૦–૪
**સ્વરૂપવિચાર**–ગુરુ-શિષ્યના સંવાદરૂપે ... ... ... ૧૦૪ ૦–૧૦ ૦–૨
**તુકારામગાથા**–એ ગ્રંથમાં-ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-પ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ... ... ૧૮૪૦ ૬–૦ ૦–૧૫
**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? ઇત્યાદિ બાબતો સમજાવતા

**વ્યાખ્યાનો ઇત્યાદિ**–( ગ્રંથ ૧લા રૂપે ) આવૃત્તિ ૫મી ૫૬૪ ૨–૮ ૦–૬
**સદુપદેશો ઇત્યાદિ**–( ગ્રંથ ૩જા રૂપે ) ... ... ૫૨૦ ૨–૮ ૦–૫

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇ.

| | | | |
|---|---|---|---|
| **સદુપદેશો**—આવૃત્તિ ૨૭ (ભાગ ૪-૫ રૂપે) ... | ૬૦૦ | ૨–૪ | ૦–૬ |
| **ભક્તિયોગ**—આવૃત્તિ ૨૭ (ભાગ ૮મા રૂપે) ... | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **પાતંજલયોગ** અને **જ્ઞાનયોગ**—(ભાગ ૧૦–૧૧મા રૂપે) | ૫૬૦ | ૨–૦ | ૦–૫ |
| **પાતંજલ યોગસૂત્ર**—ભગવાન પતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદના વિવેચન સાથે ... | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |
| **જ્ઞાનયોગ**—આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય અને મૈત્રેયી ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **રાજયોગ**—સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ (સ્વામી વિવેકાનંદજીએ કરેલી ટીકા સાથે) ... | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **આખ્યાનમાળા**—ગ્રંથ ૧લો—સ્વર્ગસ્થ અનંતપ્રસાદકૃત: ધ્રુવ, અંબરીષ,શબરી,નરસિંહ,મીરાંબાઈ ઇ૦નાં ૧૯ આખ્યાનો | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| **આખ્યાનમાળા**—ગ્રંથ ૨જો—સ્વર્ગસ્થ અનંતપ્રસાદકૃત: કુંવરબાઈનું મામેરું, નામદેવ, તુકારામ ને વિઠોબા, ભીષ્મપિતામહ ઇત્યાદિ ૨૪ આખ્યાનો ... ... | ૭૨૦ | ૩–૦ | ૦–૬ |
| **વૈદિક વિનય**—ખંડ ૧–૨–૩: રોજિંદા સ્વાધ્યાય માટે ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો: ભાષાંતર–વિવરણ સહિત ... | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **ઉપદેશસારસંગ્રહ**—ઋષિવર તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ... | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| **વિભુની વાટે** ને **રામાયણની રત્નપ્રભા**—ગુરુ-શિષ્યનો ઉપદેશાત્મક સંવાદ ને રામાયણ તથા આધુનિક યુગની તુલના | ૧૯૪ | ૦–૪ | ૦–૨ |

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**—ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**—સદ્વર્તન રાખતાં શીખવનારું બોધદાયક પુસ્તક | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**—ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી, દૃષ્ટાંતો સાથે | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**—જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... ... | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની જિંદગી**—કંગાલ મનોદશાને માટે ભોમિયારૂપે ... | ૩૦૦ | ૨–૦ | ૦–૪ |

**સ્વર્ગનો આનંદ**–ભક્તિ ને તેના પ્રકારોની સમજ આપતું પુસ્તક ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં .. ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સડક**–સ્વર્ગનો ટૂંકો ને સરળ રસ્તો બતાવતું પુસ્તક ૪૬૮ ૨–૦ ૦–૫
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવવા આ પુસ્તક વાંચો ૩૪૮ ૨–૦ ૦–૪
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો: દૃષ્ટાંતો સાથે ૪૯૨ ૨–૦ ૦–૫

## રામાયણ

**ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી ૭૬૨ ૪–૮ ૦–૧૦
**માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ બાળબોધ લિપિ
અને ભાષાંતર ગુજરાતીમાં, ૩૦ ચિત્રો સાથે ... ૧૪૦૦ ૭–૦ ૧–૪
**તુલસીકૃત રામાયણ**–ગુજરાતી લિપિમાં, ૩૬ ચિત્રો સાથે ૧૪૩૨ ૭–૮ ૧–૫
,, ,, –ભાગ ૨જો–આવૃત્તિ ૭મી ... ૬૪૦ ૩–૦ ૦–૧૧
**વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ સત્વર છપાશે.
,, ,, –ભાગ ૨જો (આવૃત્તિ ૩જી) છૂટક મળશે. ૭૬૪ ૩–૦ ૦–૧૨

## ભગવદ્ગીતા

**પુરુષાર્થબોધિની ગીતા**–(ત્રણ ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ,
અર્થ અને **પંડિત સાતવલેકરજી**ની વિસ્તૃત ટીકા સાથે ૧૦૭૪ ૧૧–૦ ૧–૨
**જ્ઞાનસત્ર ગીતા**–ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૩૬૮ ૧–૪ ૦–૪
,, ,, **ગુજરાતી લિપિમાં** ગીતાના શ્લોકો, પદચ્છેદ
તથા શબ્દાર્થ સાથે ... ... ૩૬૮ ૧–૪ ૦–૪
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–મોટા અક્ષર, ગુજરાતી સરલાર્થ સહિત ૨૪૮ ૦–૧૨ ૦–૩
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજે રચેલી
**'ભાવાર્થદીપિકા'** નામની સરળ ને ભાવવાહી
દૃષ્ટાંતોથી ભરપૂર ટીકા આપેલી છે. આવૃત્તિ ૭મી: ૮૮૮ ૪–૦ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર-
વાળી, ગુટકો કદ ૩॥×૪પા, બૉર્ડપટ્ટીનાં પૂઠાં ... ૪૮૦ ૦–૮ ૦–૩

| | | | |
|---|---|---|---|
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર–ક્રા૦ ૩૨×૪૫: (માત્ર સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી) | ૨૮૮ | ૦–૪ | ૦–૧ |
| **मूळ मूळ भगवद्गीता**–મોટા અક્ષર | ૨૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| ,, ,, મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |
| **मूळ मूळ पंचरत्न भगवद्गीता** : મોટા અક્ષર : પાન | ૧૧૨ | ૦–૧૪ | ૦–૨ |
| ,, ,, મધ્યમ અક્ષર : પાન | ૩૩૨ | ૦–૮ | ૦–૨ |
| ,, ,, લઘુ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **સ્વામી સહજાનંદ**–ચરિત્ર તથા ઉપદેશો ... ... | ૩૩૬ | ૧–૮ | ૦–૪ |
| **સાઈબાબા**–શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું વિસ્તૃત ચરિત્ર | ૪૩૬ | ૩–૦ | ૦–૫ |
| **ચૈતન્યમહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ** અને **મહાત્મા એકનાથ**–બે ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર... ... | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ** ને **શિવાનંદનાં ચરિત્રો**... ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત** ને **નાગમહાશયનાં ચરિત્રો**... ... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત** ને **જાનકીદાસજી**નાં ચરિત્રો | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં ૨૯ ભક્તોનાં પ્રેરણાદાયી ચરિત્રો (આવૃત્તિ ૨જી) ... ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨જો–દેશપરદેશના સંતમહાત્માઓ, ઋષિમુનિઓ તથા વીર પુરુષોનાં ૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ... ... | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |
| **મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો | ૭૫૬ | ૨–૪ | ૦–૭ |

## સંત-વાણી

**કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ... ૨૪૮ ૧–૦ ૦–૩

**પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનોનો સંગ્રહ ૪૦૦ ૧–૧૨ ૦–૪

**મીરાં** અને **નરસિંહ**–(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો... ૧૦૪ ૦–૧૨ ૦–૨

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે ૫૦૪ ૩–૦ ૦–૬

**દીવાને સાગર**–જીવનસાફલ્યનો ઇશારા આપતો ગઝલસંગ્રહ ૪૮૦ ૪–૮ ૦–૫

**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮ ૦–૬

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ. નો સંગ્રહ ૫૬૦ ૨–૮ ૦–૪

**तुकाम्हणे**–પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... ... ૧૨૦ ૦–૫ ૦–૨

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, વારસાહક્ક, ગામડાની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇત્યાદિ અનેક વિષયો ૨૬૪ ૧–૮ ૦–૪

**કલ્યાણમયી**–સ્ત્રી ઉપયોગી વાર્તા પુસ્તક (બીજી આવૃત્તિ) ૨૨૪ ૧–૦ ૦–૩

**શ્રીશારદામણિદેવી**–(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય ૧૦૪ ૦–૮ ૦–૨

**ટૂંકી વાર્તાઓ**–ગ્રંથ ૧લો–સામાજિક નિર્દોષ ટૂંકી ૬૬ વાર્તાઓ ૫૮૮ ૨–૮ ૦–૬
,, ,, –ગ્રંથ ૨જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ ૫૭૬ ૨–૮ ૦–૬
,, ,, –ગ્રંથ ૫મો–સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ ૪૦૮ ૨–૮ ૦–૪
,, ,, –ગ્રંથ ૬ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ ૭૨૦ ૨–૮ ૦–૬

**ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો-પ્રાચીન યુગની ૧૧૩ સતીનાં ચરિત્રો ૭૩૨ ૩–૦ ૦–૬
,, ,, –ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૬ ચરિત્રો ૭૩૨ ૩–૦ ૦–૭
,, ,, –ગ્રંથ ૩જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો ૮૦૪ ૩–૦ ૦–૭

**બાલભારત**–(સચિત્ર) ખાસ બાળોપયોગી સંક્ષિપ્ત મહાભારત ૨૮૮ ૧–૮ ૦–૪

**બિરબલ** અને **બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે : : બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ... ૨૮૦ ૧–૮ ૦–૩

**બાળસદ્બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦–૪ ૦–૧

**સદ્‌ગુણી બાળકો**–લે. સ્વ૦ નારાયણ હેમચંદ્ર : સાહસ, શૌર્ય અને પરોપકારવૃત્તિ જેવા સદ્‌ગુણો પ્રેરતું પુસ્તક ... ૧૩૬ ૦–૮ ૦–૨

**ભારતીય નીતિકથાઓ**–મહાભારતમાંની ૫૨ બોધક વાતો (છપાય છે.)

**સુબોધક નીતિકથા**–સ્વ૦ બિરબલકૃત: ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮ ૦–૨

**બાળકોની વાતો**–ભાગ ૧લો : બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬ ૦–૨

„ „ –ભાગ ૨જો : બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮ ૦–૩

## પ્રકીર્ણ સાહિત્ય

**સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો ૨૪૮ ૧–૪ ૦–૨

**સુવર્ણયુગ**–લેખક કનૈયાલાલ મુનશી ... ... ... ૯૨ ૦–૮ ૦–૨

**આત્મનિરીક્ષણ** અને **સંકલ્પ**–લે૦ રમણલાલ વ૦ દેસાઈ સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક : બીજી આવૃત્તિ ૧૬૮ ૧–૦ ૦–૨

**સાહિત્યપ્રારંભિકા**–લે. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા ૧૪૪ ૧–૦ ૦–૨

**ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી–સંપાદિત જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦ ૦–૨

**કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત રાજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ ... ૩૫૪ ૨–૦ ૦–૪

## ચેતના અને પ્રેરણા

**અંતરની વ્યથા**–લે૦ ‘સોપાન’ : : ૫ આત્મકથાઓ ૧૯૨ ૧–૪ ૦–૩

**સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ... ૪૬૪ ૨–૦ ૦–૫

**આગળ ધસો**–(‘પુશિંગ ટુ ધી ફ્રન્ટ’નું ભાષાંતર : આ૦ ૩જી) ૪૬૮ ૨–૮ ૦–૫

**સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક ૩૧૨ ૧–૮ ૦–૪

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧લો બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો ૪૩૨ ૨–૦ ૦–૪

„ „ –ભાગ ૨જો–બોધક ૩૯૫ ટૂંકાં દૃષ્ટાંતો ૪૯૬ ૨–૦ ૦–૫

**કતલખાનું**–શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા દર્શાવતી નવલકથા (અપ્ટન સિંક્લેરકૃત) ... ... ૬૯૬ ૩–૦ ૦–૬

| | | | |
|---|---|---|---|
| **શુભસંગ્રહ**–(ભા. ૨) દવાઓ ને ઉપયોગી માહિતી, ૧૪૮ લેખો | ૫૪૪ | ૨–૮ | ૦–૫ |
| ,, –(ભા. ૯) ,, ,, ,, ૧૬૫ લેખો | ૭૩૬ | ૨–૮ | ૦–૬ |
| **સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત આ પુસ્તકમાં રાજનીતિ, ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇ૦છે. | ૧૩૬ | ૦–૫ | ૦–૨ |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| **ખોરાકના ગુણદોષ**–લેખકઃ ડૉ. રસિકલાલ જે. પરીખઃ આયુર્વેદ પદ્ધતિથી આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન આપતું પુસ્તક–સુધારાવધારા સાથે નવી આવૃત્તિ | ૧૦૦ | ૦–૧૦ | ૦–૨ |
| **ઔષધિ કલ્પલતા**–જડ ને હઠીલા રોગો ઉપર જુદીજુદી સાદી ૪૩ ઔષધિઓના સેવન વિષે સમજૂતી આપતું પુસ્તક | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **આર્યભિષક્** અથવા **હિંદુસ્તાનનો વૈદરાજ**–અનેક વનસ્પતિઓનાં ગુણદોષ ને ઉપયોગ તેમ જ રોગોઃ તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ | ૮૩૨ | ૬–૦ | ૦–૧૩ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–લે૦ ગાંધીજીઃઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે બાબતો | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| **વૈદક સંબંધી વિચારો**–ભાગ ૧લો : ઉપયોગી ૧૬૩ લેખો | ૬૮૪ | ૨–૦ | ૦–૭ |
| ,, ,, –ભાગ ૨જો : ઉપયોગી ૧૨૮ લેખો | ૪૩૨ | ૧–૧૨ | ૦–૫ |
| **આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧લો તથા ૨જો (વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત ) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો સમજાવતો ગ્રંથ. | ૧૧૫૨ | ૪–૪ | ૦–૧ |

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

## ૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

પ્રૌઢ શિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા ( સોપાન )** કરે છે. પહેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

આ યોજનાનાં બધાં પુસ્તકો આવા **મોટા અક્ષરોમાં** છપાયાં છે.

**૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૨. રાખની ઢગલી :** ( સચિત્ર ) લે૦ શ્રી. 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૩. હાસ્ય–તરંગ :** ( સચિત્ર ) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો ૧૫૦ ૦–૧૦ ૦–૨

**૪. જીવનની કલા :** લે૦ શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન ૧૪૦ ૦–૧૦ ૦–૨

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે. શ્રી. છોટાલાલ કામદાર
★ જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૬. જીવનપરિવર્તન :** ( સચિત્ર ) લે૦ શ્રી. 'સોપાન'
★ એક જીવનપલટાની કરુણ–મંગલ સળંગ વાર્તા ૧૪૦ ૦–૧૦ ૦–૨

**૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ૧૩૬ ૦–૧૦ ૦–૨

**૮. ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ શ્રી. "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૧૨૮ ૦–૧૦ ૦–૨

**૯. ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન ૧૪૪ ૦–૧૦ ૦–૨

| | | | |
|---|---|---|---|
| **૧૦. ગૃહજીવનનાં દશ્યો :** (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ | | | |
| ★ આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો | ૧૩૨ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૧. મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરિખ | | | |
| ★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય | ૧૩૬ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૨. આરોગ્યસાધના :** લે૦ ડુંગરશી ધરમશી સંપટ | | | |
| ★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન | ૧૪૮ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૩. ભગવાનનાં છોરુ :** (સચિત્ર) લેખક : પુરાતન બુચ | | | |
| ★ હરિજનોના જીવન–પ્રસંગોનો હૂબહૂ ચિતાર | ૧૩૬ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૪. સાહસકથાઓ :** લે૦ રમણિક અરાલવાળા | | | |
| ★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ | ૧૪૦ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૫. ગુજરાતના સેવકો :** લે૦ ચન્દ્રકાન્ત શાહ | | | |
| ★ ગુજરાતના ૪ મૂક સેવકોનાં જીવનચરિત્રો | ૧૧૬ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૬. પટલાઈના પેચ ભા. ૧ લો :** લે૦ ઈશ્વર પેટલીકર | | | |
| ★ સામાજિક કુરુઢીઓપર વેધક દૃષ્ટિપાત | ૧૪૪ | ૦–૧૦ | ૦–૨ |
| **૧૭. પટલાઈના પેચ ભા. ૨ જો :** લે૦ ઈશ્વર પેટલીકર | ૧૬૮ | ૦–૧૦ | ૦–૨ |
| ★ સામાજિક કુરુઢીઓપર વેધક દૃષ્ટિપાત | | | |
| **૧૮. ગીતહોરી** અને **બીજાં નાટકો :** લે૦ સુરેશ ગાંધી | (છપાય છે.) | | |
| તખ્તાલાયકીવાળાં પાંચ ગીત–નાટકોનો સંગ્રહ | | | |

## યોજના વિષે માહિતી

- **યોજનાના દરેક પુસ્તકની છૂટક કિંમત દસ આના છે.**
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને **માત્ર રૂા. ૧૦)માં** મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂા. ૧–૮ વધુ મોકલવો. તૈયાર થયેલા પુસ્તકો ગ્રાહક થતાંની સાથે જ અપાશે.


# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

કર્મગાથાં–૧૧૦૦